# જૈન ધર્મની પ્રાણીકથાઓ

લેખક

જયભિખ્ખુ

આશીર્વચન

પ. પૂ. શ્રી કલ્યાણચંદ્રજી મ. (સોનગઢ)

ચિત્રકાર શ્રી કૃષ્ણ શાસ્ત્રી



પ્રકાશક

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધીરસ્તો અમદાવાદ

# આશીર્વચન

ગુર્જરી મૈયાના લાડીલા લેખક અને સુવિખ્યાત સાહિત્યકાર ભાઈશ્રી "જયભિખ્ખુ"ને કોણ નથી ઓળખતું? આજે તો એ ગુજરાતને ઘેર ઘેર જાણીતા થઈ ચૂક્યા છે, માત્ર જાણીતા જ નહિ પણ માનીતા પણ થઈ ચૂક્યા છે, જેના સર્વમાન્ય સાહિત્યને સમસ્ત ગુજરાતના સંતાનો આજે સપ્રેમ વધાવી રહેલ છે

ભાઈ 'જયભિખ્ખુ' જૈન હોવા છતાં તે કોઈ પણ મત, મમત કે વાડાના બંધનોમાં બંધાયેલ નથી એમનું જૈનત્વ વિશાળ છે, વિસ્તૃત છે આ કારણને લીધે જ એ જૈન-જૈનેતર તમામ વર્ગો વચ્ચે લોકપ્રિય બની શક્યા છે આમ છતાં જૈન સાહિત્યની ભાઈ 'જયભિખ્ખુ'એ જે સેવા કરી છે તે અપૂર્વ છે જૈન સાહિત્યને જૈન જગતથી બહાર પ્રિય અને પ્રસિદ્ધ બનાવવામાં ભાઈ 'જયભિખ્ખુ'નો મોટો ફાળો છે

એમની શૈલી પ્રવાહી, રમતિયાળ અને મહાનગીભરી ઓજસવતી છે આ શૈલીને લીધે જ ભાઈ 'જયભિખ્ખુ' પોતાના તમામ વાચકવૃંદમાં માનીતા થઈ

પડયા છે સરસ્વતીની સતત ઉપાસનારૂપ તપશ્ચર્યાથી તેઓ થોડા સમયમાં ઘણો વિકાસ સાધી શકયા છે

ભાઈ 'જયભિખ્ખુ'ને અને એમના સુંદર સાહિત્યને અપનાવી લેવા માટે 'ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય'ના સંચાલકોને પણ આજે અંતઃકરણપૂર્વક હું અભિનંદન આપું છું

જેના પર શારદા માતાના ચાર હાથ છે, સરસ્વતીદેવીની કૃપાદષ્ટિ જેના પર અહોનિશ વરસી રહી છે એવા ગુર્જરી ધરાના સપૂત ભાઈ 'જયભિખ્ખુ'ને મારા જેવો શું આશીર્વાદ આપે?

મારી તો અંતર્યામી પ્રભુ પાસે અંતરની આરઝુ છે કે ભાઈ 'જયભિખ્ખુ'ની સાહિત્યપ્રવૃત્તિ દિનપ્રતિદિન વિકાસ પામે, એમના પ્રકાશનપુષ્પો રોજ બ રોજ ગુર્જરીને ચરણે ધરાતાં રહે અને એ પ્રકાશનોને નિહાળી હું આનંદના અબ્ધિમાં તરતો રહું! એ જ હૃદયેચ્છા!

મુનિ કલ્યાણચન્દ્ર

જૈન ચારિત્ર રત્નાશ્રમ
સોનગઢ

# નિવેદન

ભારતીય આર્ય સંસ્કૃતિ એટલે બ્રાહ્મણ, જૈન ને બૌદ્ધ સંસ્કૃતિ આ ત્રણેનો સમન્વય એટલે આર્યધર્મનું પૂર્ણ પ્રતિનિધિત્વ—આર્યોના ઈતિહાસની સર્વ સંપૂર્ણતા આ ત્રણે સંસ્કૃતિના અગ્રેસરો ત્યાગી, તપસ્વી ને નિસ્વાર્થી પુરુષો હતા. બધાએ સરખી રીતે પ્રેમ, સત્ય, સદાચાર અને સદ્‌વિવેકને અગ્રપદે સ્થાપ્યાં, ને માણસનું સુખ સુવર્ણમાં નહિ, મહેલમાં નહિ, કીર્તિમાં નહિ, પાંડિત્યમાં નહિ, પણ અંતરની પવિત્રતામાં—સદ્‌ગુણોના વિકાસમાં છે, એવો ઉપદેશ આપ્યો ને કહ્યું કે એ રીતે માણસ તો શું—જાનવર પણ આચરણ કરે તો એનું પણ કલ્યાણ થઈ જાય

આ પ્રકારના આચરણનો ઉપદેશ જાતજાતની કથાઓ દ્વારા આપવામાં આવ્યો. એમાં પણ પશુ અને પ્રાણીઓનાં દૃષ્ટાંત આપીને કહેવાયો, ત્યારે તો ભારે અસરકારક નીવડ્યો. પંચતંત્ર, હિતોપદેશ અને જાતક કથાઓમાં એવાં અનેક દૃષ્ટાંતો ભર્યાં પડ્યાં છે, ને આજસુધીમાં રોચક ઢંગમાં ને સરળ વાણીમાં પ્રગટ પણ થયાં છે

આવા પ્રકારનું જૈનોમાં પણ ઘણું સાહિત્ય છે, પરંતુ ઘણુંખરું આગમ ગ્રંથોમાં જ એ વાર્યું પડ્યું છે "નાયાધમ્મકહાઓ" નામના ગ્રંથમાં તો મહાવીર ભગવાનને મુખે કહેલી હાથી, ઘોડો, કાચબા, મોરનાં ઈંડાં, જંગલના [illegible]

વગેરેની અનેક વાતો છે એ ઉપરાંત આ અને આ પછીના ભાગમાં રજૂ થનારી વાર્તાઓ મોટે ભાગે પૂર્વાચાર્યોએ રચેલ ગ્રંથોમાંથી–રાયપસેણીય, વિપાકસૂત્ર, પ્રભાવક ચરિત, અમમચરિત્ર, ઉપદેશપ્રાસાદ, કુવલયમાલા વગેરેમાંથી લેવામાં આવેલ છે

વિદ્વદ્‌ભોગ્ય ને પંડિતભોગ્ય ઘણું ઘણું સાહિત્ય આપણે ત્યાં બહાર પડે છે પણ જૈન તેમજ જૈનેતર, બાળક વા વૃદ્ધ, સામાન્ય વા વિશિષ્ટ સહુ કોઈને રસ પડે તેવું સરળ લોકભોગ્ય ભાષામાં ને નવીન ઢબથી ઓછું બહાર પડે છે સાહિત્ય કે સૂત્રનું ધ્યેય કંઈ વાદવિવાદ, પાંડિત્યપ્રદર્શન કે કિલષ્ટતામાં નથી એનું ધ્યેય માણસને સંસ્કારી બનાવી જીવનને ઉચ્ચ બનાવવા પૂરતું જ છે એમાં આ મારી નાની કૃતિ કંઈ ફાળો આપશે તો મારો શ્રમ સાર્થક થશે

આ ગ્રંથમાં અને અન્ય ગ્રંથોમાં પણ મને પૂજ્ય મુનિરાજશ્રી દર્શનવિજયજી મ. આદિ ત્રિપુટી મહારાજનો ઘણો સાથ મળ્યો છે, ને મળ્યા કરે છે તે માટે તેઓશ્રીનો ઋણી છું ને જાણીતા લોકસેવક–સાધુ પં. પૂ. શ્રી કલ્યાણચંદ્રજી 'બાપા'નું આશીર્વચન મળ્યું છે તે માટે તેઓશ્રીનો પણ ઋણી છું

શ્રાવણીપૂર્ણિમા સં. ૨૦૦૬
માદલપુર એલીસબ્રીજ
અમદાવાદ

જયભિખ્ખુ

જૈનાચાર્યોની શ્રુતપરંપરાના સમર્થ અભ્યાસી

પરમપૂજ્ય શ્રી દર્શનવિજયજી મહારાજની

[ત્રિપુટી મહારાજ]

જ્ઞાન-પ્રતિભાને

સાદર

સમર્પણ



## વાર્તાનો અનુક્રમ



# સમકિતધારી ઘોડો

[પહેલી વાર્તા]

**મા**ણસના અહંકાર–અભિમાનનો કંઈ પાર છે! દુનિયા આખીના જીવોમાં જાણે એ ડાહ્યો! ધરમ–કરમમાં જાણે એ જ સમજે! જ્ઞાન–ધ્યાનનો જાણે એ જ ધણી! પાપ–પુણ્યના વિવેકમાં જાણે એ જ પારંગત!

[૨]

માણુસના આ અભિમાનને ઉતારવા માટે જ ન હોય તેમ, એક દહાડો વીસમા ભગવાને [મુનિસુવ્રતસ્વામી] પોતાના વડા ગણુધરને કહ્યું :

'આપણે ઝટ ભૃગકચ્છ (ભરૂચ) પહોંચવું છે '

'ભગવંત, એવું તે શું તાકીદનું કામ પડ્યું ? ભૃગુકચ્છ તે કંઈ અહીં પડ્યું છે ! ખાસી અઢીસો યોજનની ખેપ છે વચમાં વન-જંગલો છે અડાબીડ અટવીઓ છે, સાગર જેવી સરિતાઓ આડી પડી છે,' ગણુધરદેવે કહ્યું

વીસમા ભગવાને કહ્યું : 'એ સહુને વીંધીને-વટાવીને ભૃગુકચ્છ નગરીએ પહોંચવું છે. એક ભાગ્યશાળી જીવને પ્રતિબોધવો છે ભારે જરૂરી કામ છે !'

'ભગવાન પોતે જેના કલ્યાણુ માટે આટલી ચિંતા સેવે છે, એ ભાગ્યવંત જનનું નામ ? એના તો ચમર ધોયે ઊધડ્યાં, પ્રભુ !' ગણુધરે પૂછ્યું

'એ માણુસ પણુ નથી, દેવ પણુ નથી — એ તો જાનવર છે !' પ્રભુએ કહ્યું

'જાનવર ! અને એને પ્રતિબોધવા પ્રભુ આટલો લાંબો પ્રવાસ ખેડવા ચાહે છે ?' ગણુધરના આશ્ચર્યનો પાર ન રહ્યો

'ખાધે એની તલવાર, ધારે એનો ધરમ!' આટલુ કહી ભગવાને પોતાના શિષ્યસમુહ સાથે વિહાર કર્યો અઢીસો યોજનનો પથ, સળગતા સૂરજમાં કે સૂસવતા ઠંડા વાયરામાં, ઉઘાડે પગે ને ખુલ્લા મસ્તકે એટલો લાંબો પથ ખેડીને પ્રભુ ભૃગુકચ્છમાં આવી પહોંચ્યા ત્યાંના કોરંટ વનમાં સમોસર્યા

ભૃગુકચ્છ મોટુ નગર જિતશત્રુ અહીંનો રાજા આ મોટા નગરના મોટા રાજવીએ સ્વર્ગમાં વસતા દેવોના આશીર્વાદ મેળવવા મોટો જગન (યજ્ઞ) આદરેલો એણે દેશેદેશથી વેદ–વેદાંતના જાણકાર કેટલાય બ્રાહ્મણોને તેડયા હતા, સાત સાત પવિત્ર નદીઓનાં પાણી મંગાવ્યાં હતાં કેટલુય ઘી, કેટલુય અન્ન, કેટલાય પકવાન તૈયાર કર્યાં હતાં ઘેટાં, બકરાંનો તો સુમાર નહોતો આ બધુ આ યજ્ઞમાં હોમવાનુ હતુ– યજ્ઞના અગ્નિમાં અર્પણ કરવાનુ હતુ અગ્નિની ઝાળો આકાશે અડી હતી અગ્નિ એ દેવનુ મોં કહેવાય છે એ અગ્નિ વાટે દેવતાઓ પોતાનુ બલિ છે, ને બલિ આપનારને બદલામાં મનવાંછિત આપે છે, એમ સહુ માનતાં.

આવા મોટા યજ્ઞમાં છેલ્લે દિવસે પંચકલ્યાણી ઘોડો પણ હોમવામા આવે. આ

ઘોડાને નવરાવી ધોવરાવી ખૂબ શણુગારે હેમના મોવડ પહેરાવે, કિનખાબના ચાર-જામા પહેરાવે અને ફૂલહાર પહેરાવી છૂટો મૂકે. એ જ્યાં ચરવુ હોય ત્યા ચરે, શેરડીના વાઢમાં ફરે કે અનાજના મોલમા નગરમા, ગામમાં કે જ ગલમાં જ્યાં ફરવું હોય ત્યા ફરે ને ચરે એને કોઇ પકડે નહિ, પડકારે નહિ, કે હાકે નહિ ! જે હાંકે એની સાથે રાજા લડે ને એને હરાવે ! ઘોડાના ડાબલે ડાબલે રાજાનુ સૈન્ય ફરે !

કોરટ વનમાં યજ્ઞનો આ ઘોડો ફરતો હતો, ત્યાં વીસમા ભગવાને પરિષદા ભરી ઉપદેશ આપવો શરૂ કર્યો વનપાલકે ગામમા વધામણી ખાધી કે, પ્રભુ પધાર્યા છે! તરત સોનાના રથમાં બેસી રાજાજી આવ્યા ઘોડે ચઢી સામ ત સરદાર આવ્યા પાલખી માં બેસી પ ડિતો આવ્યા નગરના સ્ત્રી ને પુરુષ આવ્યાં પરિષદામાં જગ્યા ન રહી

પેલો યજ્ઞનો ઘોડો પણુ ફરતો ફરતો ત્યાં આવી ચડયો, આવીને એક ખૂણે શાંતિથી ઊભો રહ્યો એની રૂપાળી કાનસૂરી ઊચી થઈ રહી જાણે એય ભગવાનની વાણીના અમૃતજળનુ પાન કરતો ન હોય ! સભામાં તો સૌ જાતનાં માણસ હોય ! કેટલાંક ઘોડાને આ રીતે ઊભેલો જોઈ હસ્યા ને ટોળમા બોલ્યાં :



ઘોડો પણ જાણે ઊભો ઊભો ભગવાનની વાણીને પી રહ્યો છે

'આ જાનવર તે શુ સમજતુ હશે ! ભગવાનની વાણી સમજવી શુ સહેલ વાત છે ? ભલભલા જ્ઞાની પણ થાપ ખાઈ ગયા છે !'

ગગા નદીના સ્વચ્છ પ્રવાહની જેમ પ્રભુની વાણી વહી રહી હતી સાગરમા સરિતા સમાય એમ થોડી વારે એ શાન્ત પણ થઈ બધા ઊઠવાની તૈયારી કરવા લાગ્યા, ત્યાં વડા શિષ્ય ગણધરે ભગવતને પ્રશ્ન કર્યો

'હે પ્રભુ ! આપના આજના ઉપદેશથી નવુ કોણ ધર્મ પામ્યુ ?'

પ્રશ્ન ભારે જિજ્ઞાસાવાળો હતો સહુ એ નવીન ધર્મબધુનુ નામ જાણવા ઉત્સુક થઈ રહ્યાં વીસમા ભગવાને શાત સ્વરે કહ્યુ 'આજના મારા ઉપદેશથી જિતશત્રુ રાજાના યજ્ઞના ઘોડા સિવાય કોઈને ધર્મપ્રાપ્તિ થઈ નથી એને યોગ્ય જીવ જાણીને જ મે અઢીસો યોજનનો પથ ખેડયો હતો મારી મહેનત સફળ થઈ'

સાભળીને આખી સભા શરમ અનુભવી રહી માણુસ કરતાય જાનવર વધુ સારુ ! અરે, આપણો માણુસનો અહકાર નકામો ! ખરેખર, પશુ તો પશુ છે, પણ આપણે તો માણસ થઈને પશુતા ધારી બેઠાં છીએ, એકબીજાને સતાપીએ છીએ,

એકબીજાનું ચોરીએ છીએ; એક બીજાને મારીએ છીએ પેલા તો અવતારથી પશુ, આપણે આચરણથી પશુ !

ભૃગુકચ્છના રાજાએ ભરી પરિષદામાં ખડા થઇને કહ્યું 'વાહ પ્રભુ ! વાહ તમારી વાણી ! મનુષ્ય કરતાંય જાનવરનાં હૈયાં આટલાં કૂણાં ! એ હૈયાની તમને આટલી કાળજી ! એને કાજે આપે કેવા પંથ ખેડયા ! એ ઘોડો આજથી મારો સહધર્મી બંધુ ! એ અબોલ પશુને યજ્ઞમાં હોમીને હું સ્વર્ગ લેવા ઇચ્છતો હતો કેવી મૂર્ખતા હું કરતો હતો ? પણ આજ આપના ઉપદેશથી અમે સહુ સમજ્યાં કે જીવ સહુને સરખો વહાલો છે, ધર્મમાં જન કે જાનવરના ભેદ નથી: આપણા પાપ બીજાની હત્યાથી ઓછાં ન થાય સાચો યજ્ઞ તો આત્માનો. એમાં કામ–ક્રોધરૂપી પશુ હોમીએ તો જ સ્વર્ગ મળે આજ સુધી એ ઘોડો છૂટો હતો, હવે સદાકાળને માટે એને છૂટો કરું છું'

ઘોડો પણ કેવો છે! ઊભો ઊભો જાણે ભગવાનની વાણી પી રહ્યો છે. અબોલને વાચા નથી, પણ આંખની પણ એક ભાષા છે ને! એ ભાષામાં એ ઘણું ઘણું કહી રહ્યો છે

વીસમા ભગવાન તો ભરી વાદળીની જેમ ખેતરમાં (ક્ષેત્રમાં) વરસીને ચાલ્યા

ગયા. પેલા ઘોડો પણ છૂટો થયો પણ એ તો ઘોડાહાર છોડીને ક્યાંય ન ગયો

એ હવે હરિયાળાં વન ખૂંદતો નથી, ગંદાગોબરા જળમાં મોં ઘાલતો નથી;
પોતાના ભેગાણુમાંથીય અશક્ત અપંગ પશુને ખવડાવે છે! શી એની શાંતિ, શી
એની મીઠપ! લોક એને જુએ છે ને કહે છે, વાહ ભાઈ! ભારે ધરમી ઘોડો!

પોતાના અવતારના કામ એ પોતે કરે છે, સુખ ને દુઃખમાં, પ્રીતિ ને વિરોધમાં
મનને સમાન રાખે છે નાના બાળ પણ નિર્ભયતાથી એના પગ પાસે ખેલે છે!
ભગવાનના મુખને, એમની કલ્યાણ કરનારી વાણીને એ હમેશાં સંભાર્યા કરે છે!
જે ઠેકાણે પરિષદા ભરાણી હતી, ત્યાં જઈને રોજ પ્રદક્ષિણા ફરે છે!

આવખુ પૂરુ થતાં એ શાંતિથી ત્યાં દેહ તજે છે એ સ્થળે ગામલોકો તીર્થની
રચના કરે છે લોકમાં એ સ્થાન 'અશ્વ બોધી તીર્થ'(અશ્વવિબોધતીર્થ)તરીકે પંકાયછે

એ તીર્થ પર આવીને સહુ યાત્રી ભાવે છે: 'આ પશુ ને આ મનુષ્ય—એવા
શીંગ–પૂછના ભેદ ખોટા છે! જન્મથી નહિ પણ આચરણથી જ મનુષ્ય થવાય છે.
ધર્મને જનના કે જાનવરના ભેદ નથી. પાળે તેનુ પર્વ, ધારે તેનો ધર્મ.'



# ત્રિશૂળ

[બીજી વાર્તા]

કૌશાંબી નામનું શહેર છે ધનદત્ત નામનો વેપારી ત્યાં વસે છે એની પાસે પાંચસો ગાડાંની વણઝાર છે એ વહેવા માટે પંદરસો બળદોની જોડ છે એકને જુઓ ને એકને ભૂલો એવા રૂપાળા, એવા મજબૂત, એવા ધીંગા ધોરી છે! એ પંદરસોમાં પણ ત્રિશૂળ નામનો બળદ તો આહા! રૂપાળો મોરના ઈંડા જેવો, જોરમાં હાથીના બચ્ચા જેવો, આરસપહાણમાં કોરેલો મહાદેવનો પોઠિયો જ જોઈ લો.

ધનદત્તે ત્રિશૂળને હથેળીમાં પાણી પાઈને અને આમળાં કરડાવી ઉછેર્યો છે એને શીંગડે સોનાની ખોળ્યું ચમકે છે, દેહ પર હીરભરી ઝૂલ્યો શોભે છે ને ગળામાં રૂપેરી ઘૂઘરમાળ રણકે છે પેટના કમાઉ દીકરા જેટલું એના પર વહાલ વરસે છે

જેઠનો મહિનો છે એ સમયનો એવો નિયમ હતો કે શિયાળો-ઉનાળો ખપનો, ને ચોમાસું ઘરઆંગણે ધનદત્ત શેઠ હવે ખપનું કામ નિપટાવી રહ્યા હતા, ત્યાં એક રાજાએ પાંચસો ગાડાં અનાજ માગ્યું, મોં માગ્યા દામ આપ્યા

એક તો મોં માગ્યા ભાવ અને વળી લેનાર રાજા! આવા ઘરાકને ના કેમ કહેવાય!

આભમાં ઉનાળો આગ વરસાવતો હતો ધનદત્તે પાંચસો ગાડાં ભર્યાં ને ખેપ ઉપાડી દડમજલ કરતો આગળ વધ્યો ત્યાં વેગવતી નામની નદી આવી સળગતા ઉનાળામાં નદીમાં પાણી તો ઓછુ હતુ, પણ કાંપ બહુ હતો ધનદત્તનાં ગાડા એ કાંપમાં ખૂપી ગયાં ચાર ચાર બળદની જોડ ધૂસરે જોડી, પણ ગાડા ચસથી મસ ન થયાં

ધનદત્ત ભારે મૂઝવણમાં પડ્યો રે, કોણ ખૂપી ગયેલા આ ગાડાંને બહાર કાઢશે? ત્યાં સહુને મદમસ્ત ત્રિશૂળ સાભર્યો ગાડાવાળા કહે, કે આમા કઇ થાય તો ત્રિશૂળથી થાય બાકી આ ગળિયા બળદોએ તો ખાઈ બગાડ્યુ વાત તો સાચી, પણ ત્રિશૂળની જોડનો બીજો બળદ લાવવો ક્યાંથી? આખરે એમ ઠર્યુ કે ધૂસરે બીજો બળદ રાખવો, ને બાજુમાં ત્રિશૂળને જોડવો!

વાહ ત્રિશૂળ વાહ! એક આંચકે ગાડુ બહાર ખેંચી કાઢ્યુ પછી તો એ એકલાએ પાંચસો ગાડાં બહાર કાઢી આપ્યાં સહુના મૂઝાયેલા મો પર આનંદ છવાઇ ગયો

જેઠનુ આકાશ અંગારા નાખતુ હતુ: સહુએ ગાડાં આગળ હાંક્યા, પણ ત્રિશૂળથી આગળ ડગ ન દેવાયો જરા જોર કરીને ચાલવા ગયો, તો થાકેલા પગ રાંટા



ત્રિશૂળ ગાડે જોડાયો ને પાંચસે ગાઉ પાર કર્યો

વળી ગયા ને જમીન પર ફસડાઇ પડયો પાચસો ગાડાને નદીપાર કરાવતાં એનુ અગે અગ તૂટી ગયુ હતુ, એના સાધેસાધા ફૂટી ગયા હતા.

ગાડીવાનોએ કહ્યુ કે હવે એ ઊઠી નહિ શકે, ને વરસાદના દિવસો નજીક છે. ખેપ પૂરી કરીને હજી પાછા વળવાનુ છે માટે જેમ બને તેમ ગાડા આગળ હાંકી મૂકવાં જોઈએ; વાર કરી પોસાય તેમ નથી

ધનદત્ત મૂઝાયો પોતાના વહાલા બળદને કોને આશરે મૂકીને જવુ ? બીજી તરફ ગયા વગર છૂટકો પણ ન હતો એણે પાસેના ગામના લોકોને બોલાવ્યા, ને કહ્યુ

'ભાઈ ઓ, હુ કૌશાબીનો ધનદત્ત વ્યવહારીઓ છુ, ખેપે નીકળ્યો છુ અહી મારો વહાલો બળદ ભાગી પડયો છે આકાશમા મેઘ દોળાય છે. ખેપ લાંબી છે, ને જલદી જવુ છે જોઈએ તેટલુ ધન લો પણ મારા આ બળદને રોજ ચારો–પાણી નીરજો ને છાયો કરજો વળતાં હુ અહી આવુ ત્યા સુધી એને સાચવજો.'

ધનદત્ત પોતાના વહાલા બળદની ગામલોકોને ભલામણ કરી, માગ્યુ તેટલુ ધન આપી આગળ વધ્યો.

સંસારમાં પૈસા પાસે કોણુ કોનુ સગુ ? પૈસા માટે તો દીકરો બાપથી લડે,
ને ભાઈ ભાઈથી લડે ! માણુસ–માણુસમાં આમ ચાલે, તો આ તો માણુસ અને
અબોલ ઢોર વચ્ચેનો સંબંધ ! સહુ ધનદત્ત પાસે તો હા એ હા કરીને પૈસા લઈ ગયા,
પણુ બિચારા બળદને એકાદ બે દહાડા ઘાસ ચારો નીર્યો–ન નીર્યો, બેએક દહાડ
પાણી પાયુ–ન પાયુ, થોડો છાયડો કર્યો–ન કર્યો, ને સહુ પૈસા આહિયાં કરી ઘ
બેસી ગયા

મૂગુ અવાચક પ્રાણી કોની પાસે ફરિયાદ કરે ? પગના સાંધા તૂટી ગયા હતા
એટલે હાલી કે ચાલી શકાય તેમ નહોતુ ભૂખ્યો ને તરસ્યો, બોકાસા દેતો
તરફડતો જેઠના આકાશ નીચે સળગતો એ ભૂડે મોતે મર્યો ગીધ, સમળા એના દેહ
ઠોલી ઠોલીને ખાઈ ગયા, પણુ એના શરીરને ઠેકાણે પાડવા કોઈ નવરુ ન પડયુ.

એના સડેલા દેહમાંથી ભારે બદબો છૂટવા લાગી લોક ત્યાંથી નાકે કપડુ દાબી
ચાલ્યા જાય, પણુ એ દુર્ગંધને દૂર ન કરે ગીધ–સમળાં માંસના લોચા લઈ લઈ
ગામ ઉપર ફરે, ખાઈ ખાઈને જ્યાં ત્યાં નાખે !

ગરજુ લોકોનુ ગામ પણ કેવુ હોય? સહુ પોતાનું ઘર સારુ કરી, પાડોશીના ઘર ગદવાડ કરે આ ગામમાં એકાએક મરકી ફાટી નીકળી ને માખીની જેમ માણસ મરવા લાગ્યુ. આજ સવારે સાજો સારો, હરતો ફરતો આદમી સાંજે જુઓ તો મડદુ ! અને આવા ગરજુ ગામમાં પારકાના મડદાને દેન પણ કોણ દે? અને દેન ન દે એમ મડદામાથી દુર્ગંધ છૂટે ને રોગ વધુ ફેલાય. અપરપાર માણસ મરવા લાગ્યાં. બધે હાહાકાર ફેલાઈ ગયો

આખરે ગામલોક વિચાર કરવા એકઠુ થયુ. એ વેળા કોઈ ડાહ્યાએ કહ્યું ' ભાઇઓ, મને તો પેલા દેવતાઈ બળદને રિબાવીને માર્યાનુ પાપ ફૂટી નીકળ્યુ લાગે છે સ્વારથ જેવુ કોઇ મોટકુ પાપ નથી આપણે નદીકાંઠો સાફ કરો, ગામ સાફ કરો, ઘર ચોખ્ખાં કરો, દિલમાં દયા ધરો ને પેલા દેવતાઈ બળદનુ દેવળ કરો. ત્યાં ધૂપ કરો, દીપ કરો, નૈવેદ્ય ધરો ! ચોખ્ખાં થઈને રોજ દર્શન કરવા જાઓ !'

ડાહ્યા નગરજને કહેલી વાત બધાને ગળે ઊતરી ગઈ. ગામ ચોખ્ખુ થઇ ગયું જોત જોતામાં મરકી શાન્ત પડી ગઈ. ગામના લોકોએ નદીકાંઠે એક દેવળ બાંધ્યુ.

એ દેવળમાં ભૈરવની સ્થાપના કરી ત્રિશૂલની શૂલપાણિ યક્ષ તરીકે પૂજા થ
થઈ જીવતાં જેને જાણ્યો નહિ, એની મર્યા પછી આ ગરજુ લોક પૂજા–પ્રાર્થના કર
લાગ્યાં. ગરજુ લોક હમેશાં બીકણ હોય બધા એ દેવળ પાસેથી નીકળતાં ડરે અસુ
સવાર કોઈ નીકળે તો દાંત બંધ થઈ જાય કોઈ રાત રહે તો ભયથી ડાકલી ફાટી જાય

એક દહાડો ચોવીસમા ભગવાન (મહાવીર) વિચરતા વિચરતા અહીં આવ્
અને એ દેવળમાં રાત રહ્યા ગામ લોકોએ ધાર્યું કે કાળનો ભુલાવ્યો કોઈ આવ્યો દે
પેલો ભય ભૈરવ એને જરૂર ભરખી જશે

પણ સવારે જોયુ તો ભગવાન તો શાંતિથી ત્યાં બેઠેલા. બધા ટોળે વળીને ત્ય
ગયા, ભગવાનને પગે લાગવા માંડયા

ભગવાન મહાવીરે એમને સમજાવ્યુ, કે દુનિયામાં આપમતલબ ને અજ્ઞાન કરત
મોટો ભયભૈરવ નથી ! એનાથી ડરતા શીખશો, તો આવા ભૈરવથી ડરવાન
નહિ રહે

લોક સમજ્યાં ને સુખી થયાં



# દયાવાન હાથી [ત્રીજી વાર્તા]

મગધ દેશના એક રાજકુમારને દુનિયા ઉપર વૈરાગ્ય આવ્યો ભગવાન મહાવીર પાસે જઈ દીક્ષા લઈને તે સાધુ બન્યો કોઈ ગૃહસ્થના એક દિવસ પૂરતા માગી લીધેલા ઘરમા બધા સાધુ ઊતર્યા હતા સાંજે ક્રમ પ્રમાણે પથારી કરતાં પેલા રાજકુમારની પથારીનો વારો બારણા પાસે આવ્યો

રાતે રાજકુમારને ઊંઘ ન આવી કારણ કે સહુ સાધુઓ લઘુશંકા કરવા માટે એ બારણાંથી આવે ને જાય તેમના પગની રજથી રાજકુમારનુ આખુ બિછાનુ ધૂળધૂળ થઈ ગયુ ભલા, આવી આવ-જામાં ને આવી ધૂળરેતીવાળી પથારીમાં એક કોમળ રાજકુમારને ઊંઘ કેમ આવે !

રાજકુમાર તો કંટાળ્યો, આખી રાત પથારીમાં બેઠો રહ્યો ઊંઘ ન આવી એટલે મગજ ચકરાવે ચઢ્યુ એણે નિશ્ચય કર્યો કે આ વેરાગની જિંદગીથી સર્યું ! સવાર થતાં બધો વેષ ભગવાનને સોંપી ઘેર ચાલ્યો જઈશ. મન ચગાતો કથરોટમે ગગા ! ઘરમાં રહીને ધર્મધ્યાન ક્યાં થતાં નથી ?

સવાર થતા જ એ ભગવાન મહાવીર પાસે ગયો ને બોલ્યો 'પ્રભુ ! આવી અપમાનભરી દીક્ષાથી સર્યું ! મને રજા આપો હુ ઘેર જવા ચાહુ છુ '

આ વેળા શાન્તમૂર્તિ ભગવાન મહાવીરે એક સુદર કથા રાજકુમારને કહી

*

વિધ્યાચળ નામનો પર્વત છે આભ અડતાં ઝાડોનાં ત્યાં જગલો છે ભયકર એવી અટવીઓ છે, ને મુસીબતે પાર કરી શકાય એવી ઊડી નદીઓ છે દેવદાર અને વાસનાં ઝાડોની ભારે ઘટાઓ ત્યાં જામી છે

આ જગલમા પાંચસો હાથણીઓનો સ્વામી મેરુપ્રભ કરીને એક વનહાથી વસે છે વનમા વસતા તમામ હાથીઓનો એ ઉપરી છે એક રાજા જેમ પોતાની પ્રજાનુ પાલન કરે, એમ એ બધા હાથીઓનું પાલન કરે છે માણસને મીઠાઈ ખાવામાં મજા આવે એવી હાથીને વાસનાં કૂણાં પાદડાં ખાવામાં મજા આવે હાથીઓનો રાજા મેરુપ્રભ બિહામણાં જગલો ખૂદીને સુદર વાસનાં ઝૂડવાળાં મેદાનો શોધી કાઢે છે, ને સહુને ત્યા લઈ જાય છે. પીવા માટે સુંદર જળાશયોની ગોતમાં એ ઘૂમે છે,

મગધ દેશના એક રાજકુમારને દુનિયા ઉપર વૈરાગ્ય આવ્યો ભગવાન મહાવીર પાસે જઈ દીક્ષા લઈને તે સાધુ બન્યો કોઈ ગૃહસ્થના એક દિવસ પૂરતા માગી લીધેલા ઘરમાં બધા સાધુ ઊતર્યા હતા સાંજે ક્રમ પ્રમાણે પથારી કરતાં પેલા રાજકુમારની પથારીનો વારો બારણા પાસે આવ્યો

રાતે રાજકુમારને ઊંઘ ન આવી કારણ કે સહુ સાધુઓ લઘુશંકા કરવા માટે એ બારણાંથી આવે ને જાય તેમના પગની રજથી રાજકુમારનું આખું બિછાનું ધૂળધૂળ થઈ ગયું. ભલા, આવી આવ-જામાં ને આવી ધૂળરેતીવાળી પથારીમાં એક કોમળ રાજકુમારને ઊંઘ કેમ આવે!

રાજકુમાર તો કંટાળ્યો, આખી રાત પથારીમાં બેઠો રહ્યો ઊંઘ ન આવી એટલે મગજ ચકરાવે ચઢ્યું એણે નિશ્ચય કર્યો કે આ વેરાગની જિંદગીથી સર્યું! સવાર થતાં બધો વેષ ભગવાનને સોંપી ઘેર ચાલ્યો જઈશ. મન ચંગા તો કથરોટમેં ગંગા! ઘરમાં રહીને ધર્મધ્યાન ક્યાં થતાં નથી?

સવાર થતાં જ એ ભગવાન મહાવીર પાસે ગયો ને બોલ્યો 'પ્રભુ ! આવી અપમાનભરી દીક્ષાથી સર્યું ! મને રજા આપો હું ઘેર જવા ચાહું છું'

આ વેળા શાન્તમૂર્તિ ભગવાન મહાવીરે એક સુંદર કથા રાજકુમારને કહી.

*

વિંધ્યાચળ નામનો પર્વત છે આભ અડતાં ઝાડોનાં ત્યાં જંગલો છે ભયંકર એવી અટવીઓ છે, ને મુસીબતે પાર કરી શકાય એવી ઊંડી નદીઓ છે દેવદાર અને વાંસનાં ઝાડોની ભારે ઘટાઓ ત્યાં જામી છે

આ જંગલમાં પાંચસો હાથણીઓનો સ્વામી મેરુપ્રભ કરીને એક વનહાથી વસે છે વનમાં વસતા તમામ હાથીઓનો એ ઉપરી છે એક રાજા જેમ પોતાની પ્રજાનું પાલન કરે, એમ એ બધા હાથીઓનું પાલન કરે છે માણસને મીઠાઈ ખાવામાં મજા આવે એવી હાથીને વાંસનાં કૂણાં પાંદડાં ખાવામાં મજા આવે હાથીઓનો રાજા મેરુપ્રભ બિહામણાં જંગલો ખૂંદીને સુંદર વાંસનાં ઝૂંડવાળાં મેદાનો શોધી કાઢે છે, ને સહુને ત્યાં લઈ જાય છે. પીવા માટે સુંદર જળાશયોની ગોતમાં એ ઘૂમે છે,

ને સહુને અમૃત જેવા નીર પાય છે માણુસજાત તો નવ મહિના માના ઉદરમાં રહે, પણ હાથી તો એકત્રીશ માસ માના ઉદરમાં રહે એ વેળા એવી હાથણીઓની મેરુપ્રભ ખૂબ દરકાર રાખે છે એ આખા હસ્તી–કુળનો વહાલસોયો નેતા છે એની શીતળ છાયામા સહુ હાથીઓ લીલાલહેર કરે છે

એક વખતની વાત છે જંગલમાં ખૂબ પવન ફુંકાવા લાગ્યો, પહાડો ચિરાવા લાગ્યા ને ઝાડની ડાળો સામસામી જોરથી અફળાવા લાગી આમાંથી અગ્નિ ઝર્યો, ને વનમાં દવ લાગ્યો

દવ લાગ્યો તો લાગ્યો પણ કેવો? લીલાં કંચન ઝાડ અગરબત્તીની જેમ બળવા લાગ્યાં અગ્નિની ઝાળો આકાશે અડવા લાગી પંખીઓ ચિચિયારી નાખતાં ઊંચે આકાશમાં ઊડવા લાગ્યાં, પણ ત્યાંય ગરમીથી દાઝીને નીચે પડવા લાગ્યાં બિચારાં ચોપગાં જાનવરોનું તો પૂછવું શું? કોઈ અહીંથી ત્યાં ભાગે, કોઈ ત્યાંથી વળી બીજે ભાગે, પણ જ્યાં જાય ત્યાં ચારેકોર અગ્નિ, અગ્નિ ને અગ્નિ! જાણે જમરાજ હજાર હાથે પોતાનો ભક્ષ લેવા આવ્યા.

બહુ મોડો મોડો આ દવ શમ્યો આ વેળા મેરુપ્રભ હાથીએ પોતાના હાથીઓને બચાવવા ખૂબ મહેનત કરી કેટલાયને મેદાનમાં લઈ જઈને રાખ્યા, છતા ઘણા એ ભયકર દવમાં બળી મૂઆ

આ ઉપરથી મેરુપ્રભે વિચાર કર્યો કે એક એવુ સ્થળ બનાવુ, જ્યાં આવી વેળાએ મારો બધો પરિવાર શાંતિથી રહી શકે ને એમને ઊની આંચ પણ ન આવે.

આ માટે એણે જગલમાં સુદર નદી—નાળાં ને સરોવરવાળી જમીન શોધી કાઢી. બબ ગાઉમાંથી એણે ઝાડ માત્રને પોતાની સૂંઢથી ઉખેડી નાખ્યાં સૂકુ ઘાસ તો શુ, લીલા તરણાંનુ પણ નામોનિશાન રહેવા ન દીધુ, અને સહુને ચેતવી દીધા કે સકટ સમયે અહીં આશરો લઈ લેવો બધા હાથીઓ હવે અગ્નિનો ભય છોડી આનદથી જિદગી ગુજારવા લાગ્યા

કાળવેળાની વાત છે જગલમાં ફરીથી ભયકર દાવાનળ ફાટી નીકળ્યો. ઠેર-ઠેરથી હાથીઓ દોડતા દોડતા આ મેદાનમાં આવીને આશરો લેવા લાગ્યા મેરુપ્રભ ક્યાંથી પણ વેળાસર ત્યાં આવી પહોંચ્યો, આખુ જગલ ભડભડ બળતુ હતુ, ત્યારે

આ મેદાન સાવ સલામત હતુ અગ્નિ અહીં ઢૂકી શકતો પણ નહિ આવુ સલામત સ્થાન જોઈને જીવ બચાવવા હાથીઓ ઉપરાંત સિંહ, વાઘ ને સસલા પણ અહી આવીને આશ્રય લઈ રહ્યાં સામે મોત ઊભેલુ જોઈને બધાં જાતિગત વેર વીસરી ગયા મેદાનની બધી જગ્યા ખીચોખીચ ભરાઈ ગઈ

મેરુપ્રભ હાથી પોતાની જગ્યા સલામત જોઈને અને પોતાની મહેનત સફળ થઈ નીરખીને ખૂબ આનંદ અનુભવવા લાગ્યો અચાનક એને પીઠ પર ખણ આવી. એ પગ ઊંચો કરીને ખણવા લાગ્યો આ વેળા એક બિચારુ બીકણુ સસલુ લપાતુ છુપાતુ તેના પગ નીચેની જગ્યામાં આવીને બેસી ગયુ મેરુપ્રભ પગ નીચે મૂકવા જાય છે, ને જુએ છે તો હેઠે ભયથી થરથર ધ્રૂજતુ ધોળુ બાસ્તા જેવુ સસલું વનના આ રાજાને થયુ કે અરે, અમને કુંજરને જેને પગ નીચેના આ સસલાને સહુને જીવ સરખો વહાલો છે ! કોને મરવુ સારુ લાગે છે? સસલાને પણ જીવ છે ને ! આમ હાથીના મનમાં સસલા ઉપર દયા ઊગી આવી એણે પોતાનો ઊંચો કરેલો પગ અદ્ધર ને અદ્ધર તોળી રાખ્યો



સસલા પર દયા લાવી હાથીએ પોતાનો પગ અદ્ધર ને અદ્ધર તોળી રાખ્યો

જગલનો આ દાવાનળ બે દિવસ ને ત્રણ રાત ભડભડ બળયા કર્યો. ત્રીજે દિવસે સવારે દવ શાન્ત થતાં બધાં પ્રાણીઓ ચાલ્યાં ગયાં. ભૂખ્યા થયેલા હાથીઓ પણ દૂર દૂર જગલમાં ચારો ચરવા તત્કાળ રવાના થઇ ગયા પેલુ સસલુ પણ ઠેકડા મારતુ, હર્ષની કિકિયારીઓ કરતુ દોડી ગયુ

ત્રણ દિવસ સુધી અદ્ધર પગે ઊભેલો મેરુપ્રભ જેવો પગ નીચે મૂકવા જાય છે, તેવો સાધા જકડાઇ જવાથી જમીન પર ગમડી પડયો. ભારે વજનની એની કાયાના ચૂરેચૂરા થઇ ગયા ભૂખ્યો ને તરસ્યો પણ દયાભાવવાળો એ હાથી ત્યાં જ મરણ પામ્યો !

હે રાજકુમાર, એ મેરુપ્રભ હાથી તે તું રાજકુમાર મેઘ ! ભલા, પશુ થઇને તે આટલુ સહન કર્યું, તો મનુષ્ય થઇને આમ હારી કાં જાય ?

રાજકુમાર મેઘ સમજયો, શરમાયો ને પ્રભુચરણમા ઢળી પડયો





# મુનિ, મૃગ ને મુસાફર

[ ચોથી વાર્તા ]

લીલુંછમ ભર્યું વન છે. ગોવાળો વાંસળી વાય છે, ખેડૂતો હળ હાંકે છે, ને કઠિયારા આ વનથી પેલે વન ગીત ગાતા ફરે છે. આ વનપ્રદેશના એકાંત ખૂણે, તળેટીની પાછળ આવેલી વનકંદરાઓમાં હરણાંનું એક જુથ રહેતું. એનો રખેવાળ સુંદર

શિ ગડાંવાળો પડછંદ કાળિયાર મૃગ હતો રોજ સવારે એ પોતાના ટોળાને ચરવા માટે
જંગલમાં લઈ જતો હરણાં એના રક્ષણમાં છૂટાં ફરતાં ને મીઠોમધ ચારો ચરતા
સાંજ થતાં એ પોતાના ટોળાને લઈને પાછો ફરતો

આ ટોળામાં નાની નાની શીંગડીઓવાળુ એક હરણુ હતુ સ્વભાવનું ભારે
લહેરી કંઈક જોવા સારુ જ્યાં ને ત્યાં રોકાઈ જવાની એની ટેવ એટલે હરણાંનું ટોળુ
આગળ ચાલ્યુ જતુ ને એ પોતાના જૂથથી વિખૂટુ પડી જતુ. ટોળાનો માલિક
કાળિયાર સમી સાંજે એને મહામહેનતે શોધી કાઢતો, ને ઠપકો આપતાં કહેતો
"જોજે, કોઈ વાર કોઈ રાની પશુના પંજામાં પડી કાળનો કોળિયો બની ન જા!"

છતાંય હરણાંએ એની ટેવ ચાલુ રાખી ખાસ કરીને તો પડખેના એક આશ્રમનુ
એ હેવાયુ બન્યુ હતુ ત્યાં એક મુનિ રહેતા હતા આખો દિવસ ધ્યાનમાં મગ્ન
રહે હરણુ નાચતુ કૂદતુ ગેલ કરતુ ત્યાં જઈ પહોંચતુ મુનિ ધ્યાનમાં બેઠા હોય
તો એમના પગ પાસે બેસી પોતાનાં શિંગડાની ખણુ ઉતારતુ મુનિની દૃષ્ટિમા
દયાનાં જળ હતા. પશુ અને માનવી રોજ એમની આંખોનાં અમૃત પીતાં

પણ આટલી વાતથી બન્નેનો સંબંધ પૂરો ન થતો. આ વનપ્રદેશમાં થઈને એક મારગનો ફેડો જતો હતો કોઈ વટેમાર્ગુ, કોઈ પ્રવાસી, કોઈ સાર્થવાહ ત્યાં ઝાડને છાંયે અસૂરસવાર રાંધી ખાવા માટે રોકાતા તેઓ જમવાની તૈયારી કરતા કે પેલુ હરણું મુનિના વસ્ત્રનો છેડો પકડી તેમને ત્યાં ખેંચી જતુ એ કાળના લોકો અતિથિને જમાડીને જમતા. પોતાને દરવાજેથી કોઈ ભૂખ્યો અતિથિ પાછો ફરે, તો ભારે અપશુકન માનતા વટેમાર્ગુ કે સાર્થવાહો સાધુને જોતા ને તરત ભિક્ષા વહોરાવતા

આ મુનિ કોઈ સામાન્ય મુનિ નહોતા એ દ્વારકાના સ્વામી, વીર યાદવોના નેતા શ્રીકૃષ્ણના મોટાભાઈ બલભદ્ર હતા પરસ્પરના કુસંપથી યાદવોનો નાશ થયો. દુશ્મનોએ દ્વારકા નગરીને સળગાવી મૂકી, ને શ્રીકૃષ્ણનુ અચાનક પારધીના બાણથી મૃત્યુ થયુ શ્રીકૃષ્ણ ને બળદેવ સગા ભાઈ બન્ને ભાઈઓમાં પ્રીતિની ગાંઠ જબરી છ મહિના તો મરેલા નાના ભાઈના મડદાને ખભે નાખીને બલદેવજી ફરેલા

આ બલદેવ રૂપરૂપનો ભંડાર હતા. એ જ્યાં જતા ત્યાં એમનુ રૂપ જોઈ લોકો



[ ઘડાને બદલે રસીનો ગાળિયો છોકરાના ગળામાં નાખ્યો ]

મોહિત થતા એક વખતની વાત છે બલભદ્ર કૂવાને કાંઠે ગયા ત્યાં કોઈ જુવાન પાણિયારી પાણી ભરતી હતી એની નજર બલભદ્ર પર પડી આવુ દેવતાઈ રૂપ જોઈ એ તો પાગલ થઈ ગઈ એણે ઘડાને પાશવા માટે દોરડાનો ગાળિયો તૈયાર કર્યો હતો, પણ એની નજર બલદેવના દેહ પર ચોટી હતી ત્યા જોતાજોતા એણે ગાળિયો પાશવા માંડયો પાસે જ એનો નાનો છોકરો બેઠો હતો. ઘડાને બદલે દોરડાનો ગાળિયો એણે છોકરાના ગળામાં

નાખ્યો ને કૂવામાં પાશવાની તૈયારી કરી

બલદેવે એ સ્થિતિ જોઈ, ને તેઓ દોડયા બાઈ પોતાની ભૂલ સમજી ને શરમાઈ ગઈ આ પ્રસગ બન્યા પછી બલદેવજીને પોતાના પાપી રૂપ ઉપર તિરસ્કાર આવી ગયો તેઓએ ગામ કે નગરમાં જવાનુ બધ કર્યું અને વસતીનો સહવાસ છોડી દીધો જગલમાં કોઈ વાર ભિક્ષા મળી ગઈ તો ઠીક, નહિ તો નિરાહાર!

જે વાતની ભાળ સસારને ન મળી, એની ભાળ આ ભોળા મૃગલાને પડી ગઈ મૃગલુ ખીણમાં; તળેટીમાં નદીતીરે ફર્યા કરતુ, કોઇને ખાતુ જુએ કે તરત દોડીને મુનિના વસ્ત્રનો છેડો મોંમાં પકડીને ત્યા ખેચી જાય આમ મુનિની ભિક્ષાનો ક્રમ ચાલતો

એક દિવસની વાત છે દિવસોથી ઉઘાડ નહોતો વાદળાં વરસ્યે જતાં હતા રસ્તાઓ પર પાણીનાં પૂર ફરી વળ્યાં હતાં મુનિ દિવસોથી ઉપવાસી હતા પેલુ મૃગ પણ મુનિને પડખે ભૂખ્યુ જ બેઠુ હતુ ચોમાસુ તો મૃગલાંનુ કાળ. એ ઋતુમાં હજારો હરણાં ભીંજાઇને શરદીથી મરી જાય છતાં આ હરણુ તો વરસાદ ધ થવાની રાહ જોઇને જ આશાભર્યું બેઠુ હતુ.



મૃગ વસ્ત્રનો છેડો પકડીને મુનિને લઈ આવ્યુ

ભોગજોગે આ વખતે વરસાદ બહુ લાંબા ચાલ્યો છેવટે ઘણે દિવસે ઉઘાડ નીકળ્યો. પણ ઉઘાડ નીકળતાની સાથે જ, રસ્તામાં પાણી ભર્યા હોય ત્યાં, કોઈ માણસ મુસાફરીએ થોડુ નીકળે !

પણ સાચી સાધના કયે દહાડે નથી ફળી ? જરૂરી કામે નીકળેલો કોઈ મુસાફર એ જગલમાં આવી ચડયો, અને ઝાડને છાયે રસોઈ કાઢીને જમવા બેઠા પેલુ હરણ તો ધ્યાન રાખીને જ બેઠુ હતુ છલગો મારતુ એ ઝટ આશ્રમમાં પહોચ્યુ, ને વસ્ત્રનો છેડો પકડી મુનિને ત્યા ખેચી લાવ્યુ

મુસાફર પણ ભાવિક હતો એણે દિવસોના ઉપવાસી મુનિને આવતા જોયા. એ ભોજન લઈને વહોરાવવા ઊભો થયો.

નાનુ રૂપાળુ હરણુ ભાવિક મુસાફરને નીરખી રહ્યું એના નાનાશા પશુહૃદયમાં પણ ભાવની ભરતી ચઢી ' અરે, હુ પણ મનુષ્ય હોત તો આવા જ ભાવથી ઉપ-વાસીને અન્ન આપી કાયાનુ કલ્યાણ સાધી લેત.

લેનાર, દેનાર ને અનુમોદન કરનાર — મુસાફર, મુનિ ને મૃગ — ની ત્રિપુટી

ઉચ્ચતમ ભાવના પર હતી ત્યાં એકાએક આકાશમાં બે વાદળાં અથડાયાં, ભયંકર ગર્જના થઈ સાથોસાથ વીજળી કડેડાટ કરતી તૂટી પડી

ભારે ચમકારો કરતી રામના અગ્ન્યાસ્ત્ર જેવી વીજળી પેલા ઝાડ પર અને નીચેના ત્રણ જીવ પર પડી. મુનિ, મુસાફર ને મૃગ એકીસાથે ત્યાં મૃત્યુ પામ્યા

આવી ઊંચી ભાવના ભાવનારનું કદી અકલ્યાણ સંભવે ખરું ? ત્રણેનો દેવ-લોકમાં વાસ થયો

પ્યારા વાચક, એ ત્રિપુટીનું પવિત્ર ચિત્ર તારા હૃદયમાં દોરી લે દુનિયામાં આવા જીવોનો મેળો બહુ મોંઘો છે





# ચંડકોશિયો નાગ

[ પાંચમી વાર્તા ]

આ ઘોર ઘોર જંગલ હતું. સિંહ, વાઘ ને શિકારાનો પાર નહોતો. ધોળે દહાડે ફાટી પડાય એવી નિર્જનતા ત્યાં હતી. પણ આ જંગલ કંઈ સદાકાળ આવું જ

નહોતુ ચડતી પડતીના રંગ એણે ય જોયા હતા એક કાળે અહીથી મોટા ધોરી રસ્તો જતો હતો અને સોનાના રથવાળા રાજાઓ, સુંદર મ્યાનામાં બેઠેલી રાજરાણીઓ, મૂછે તાવ દેતા ઘોડે ચઢીને જતા સરદાર સામંતો એ રસ્તે આ જંગલ વીંધીને મુસાફરી કરતા તપસ્વીઓ અહીંની સુંદર વનરાઈમાં આશ્રમો બાંધીને રહેતા સાર્થવાહ અને વણઝારાની પોઠોથી ચોવીસે કલાક રસ્તો ગાજી રહેતા ક્યાંય તંબૂ ઠોકાતા, ક્યાય પડાવ પડતા, ક્યાંક રસોઈ થતી લોક જમી કરીને તારાથી છલોછલ ખુલ્લા આકાશમંડળ નીચે ગાનતાનની મહેફિલ જમાવતા

એક દહાડો ન જાણે ક્યાંથી કોઈ ભયંકર સાપ અહી આવી ચડયો. પહેલાં તો એ તાપસના એક આશ્રમમાં દેખાયો લોકોએ 'કાગડાને બેસવુ ને ડાળને પડવા' જેવી વાત જોડી કાઢી વાત એવી હતી, કે—આ આશ્રમમાં કૌશિક નામનો તાપસ રહેતો હતો એ ભારે તપ તપતો પણ તપસ્વી ક્રોધી ન હોય એવુ દુનિયામાં જવલ્લે જ જોવા મળે છે આ તાપસ પણ ભારે ક્રોધી હતો એને પોતાના આશ્રમ પર ને પાસેના વનજંગલ ઉપર ભારે મોહ કોઈને એ ફરવા ન દે કે ફળફૂલ લેવા ન દે.

ગોપના બાળકો બિચારા રમવા શુ આવે? દૂરથી એને જોઈને રાડ પાડે ને ભુસેટીને ભાગે પિતા મરણ પામતાં એ આશ્રમનો કુલપતિ થયો, એટલે હવે તો આખા વનમાં ભારે ચોકીપહેરો રાખવા લાગ્યો

એક વાર કેટલાક બાળકોએ વિચાર કર્યો 'બેટો આશ્રમના બાગમાંથી તો ફળ–ફૂલ ન લેવા દે, એ તો ઠીક, પણ આખા જ જંગલનો જાણે એ જ માલિક છે કયાંયથી એક સળી પણ લેવા દેતો નથી. ચાલો, આજ એને ખબર કરીએ. બાળ–સેના તૈયાર થઈ એમાં થોડા રાજકુમારો પણ ભળ્યા એક દહાડો લાગ જોઈને આશ્રમ પર હલ્લો કર્યો. ફળો તોડીને ખાવા માંડયાં, ફૂલો ચૂંટીને ભેગાં કરવા માંડયા કેળ, પોપૈયા ને જમરૂખી સાફ કરી નાખી! રાજાનુ લશ્કર સારુ, આ તો બાળા રાજાઓનુ લશ્કર!

કૌશિક તાપસ પાસેના ગામમા ભિક્ષાએ ગયો હતો એ આવ્યો ને બધુ જોયુ ત્યારે એના ગુસ્સાનો પાર ન રહ્યો પછી તો તપસ્વીનો ક્રોધ! એમા શી મણા રહે! એ કુહાડો ઉપાડીને બાળકોની પાછળ પડયો છોકરાં તો સાવચેત હતા, તાપસને જોયો કે જાય ભાગ્યા! બાળકો તો ભારે ચાલાક. કદી ટેકરા પર ચઢે, કદી ખાડામા

ઊતરી જાય તાપસ પણ બરાબર, પીછો પકડતો રહ્યો પણ અચાનક એક ખાડામાં ઊતરતાં એનો પગ લપસ્યો ખાડો ઊંડો હતો ઊંધે માથે અંદર વધારામાં પોતાના કુહાડાથી પોતાનું માથું ફૂટ્યું ત્યાં ને ત્યાં એ મરણ પામ્યો

આ બનાવ બન્યા પછી થોડે દહાડે આ મણુઝર સાપ દેખાયો બીજે દહાડે ચેલાને ડસ્યો. ત્રીજે દહાડે ગોશાળાની ગાયોને ડસ્યો ભરરર ભૂસ કરતો આશ્રમ ઉજજડ બની ગયો. આ વાત સાંભળી એક રાજાએ વાદીઓને મોકલ્યા વાદીની મોરલી મોરલીને ઠેકાણે રહી, ને બિચારા મરણને શરણ થયા થોડે દહાડે રાજાનો કુંવર ત્યાંની નીકળ્યો, તો એનેય ડસ્યો વણઝારાની પોઠોની પોઠો અડધે રહી !

લોક કહે, નક્કી કૌશિક તાપસ મરીને સાપ જન્મ્યો. એ દેવતાઈ સાપને છ છેડવાથી દૂર સારા ધીરે ધીરે રસ્તો ઉજજડ બન્યો માર્ગમાં કાંટા ને ઝાંખરાં ઊગી નીકળ્યાં !

મનુષ્ય–લોહીના સ્વાદીલા પેલા સાપને હવે મનુષ્ય–ભરખ મળવો બંધ થયો. એણે પશુ–પંખી પર પોતાનો પંજો અજમાવવા માંડ્યો એ જંગલનાં ગોચરોમાં ગાયો ચરવા આવતી બંધ થઈ, ભરવાડ બકરાં–ઘેટાંને એ તરફ ઢૂકવા પણ ન દે

ભરી ભરી દુનિયામાં એક કાળા નાગે ભારે કડપ બેસારી દીધો

એક દહાડો એ નિર્જન વનવાટ પર કોઇ યોગીનાં પગલાં પડયાં. ગોપબાળોએ એને જતો જોઇ કાગારોળ કરી મૂકી, ને એ રસ્તે ન જવા વીનવ્યો. પણ પેલો યોગી તો કોઇનું કંઇ ન સાંભળતાં એ રસ્તે જ આગળ ચાલ્યો. ગોપ લોકો કહે' અરે ભલા માણસ! તું મા બાપથી રિસાયો હો તો ચાલ, અમે તારાં માબાપને સમજાવીએ, પણ આ મોતનો મારગ છોડી દે! તું ગરીબાઇથી કંટાળ્યો હો ને આપઘાત કરવા જતો હો તો, સોગન ખાઇને કહીએ છીએ, કે અમે સહુ એક એક ગાય ને એક એક બકરું ઘેટું કાઢી આપશું! માલ ચારજે ને લહેર કરજે પણ ભલો થઇને એ રસ્તે ન જા!

પણ પેલો તો ખડિયામાં ખાંપણ લઇને નીકળેલો માનવી લાગ્યો એ તો સૂની વનવાટ વીંધતો આગળ ને આગળ વધ્યો ને પહોંચ્યો પેલા મણુઝર સાપના આશ્રમમાં

તે કંઇ આશ્રમ હતો! યજ્ઞની વેદી પર ઝાડ ઊગ્યાં હતાં, ને ગાયના ખીલા પર ડા થયા હતા 'ઢેર ઢેર ઝેરથી લીલાં કાચ બની ભડથાં થયેલાં મોર, મેના રાપટ મરેલાં પડયાં હતાં ઝાડનાં ખરી પડેલાં પાંદડાંથી આખો આશ્રમ છવાઇ

ગયો હતો કમડળ, રુદ્રાક્ષની માળાઓ ને ચદનકાષ્ઠ હજી એમ ને એમ લટકતાં અહીં એકવાર આશ્રમ હોવાની સાખ પૂરતાં હતાં

યોગી ત્યાં પહોચ્યા ત્યારે સાપ ચારો ચરવા ગયો હતો તે તો ત્યા જ ખડા રહી ગયા થોડી વારે પેલો સાપ આવતો જણાયો એને માણસની ગધ આવી હતી ઘણે દહાડે એને મનુષ્ય-ભરખ મળ્યો હતો એ વિષના ફુવારા ઉડાડતો, ફૂફાડા મારતો આવ્યો પણ પેલા આદમીના મોં પર અદ્દ્ભુત શાંતિ હતી ! એનાં મધુર નયન સાપની ઝેરી આંખો સામે મડાઈ રહ્યા નાગરાજ છ છેડાયો એનો અનુભવ હતો, કે પોતાના ભયકર ફુફાડાથી જ પ્રાણી કાળુ મેશ થઈ જતુ, એના મોતિયા મરી જતા ને રામશરણ થતુ ત્યારે આને તો મારા ફૂફાડાની લેશ પણ અસર થઈ નથી ! વળી ટગર ટગર મારી સામે જોયા કરે છે ! જાણે મારો મિત્ર ન હોય !

સાપને પણ જીવ હોય છે, ને પ્રત્યેક જીવને વહેલી મોડી સારીમીઠી લાગણી સ્પર્શે જ છે એક પળ તો સાપ ઢીલો પડી ગયો પણ બીજી પળે એનો તામસી સ્વભાવ વળી તપી આવ્યો એણે વિચાર્યુ, દુનિયામાં કોઈ કોઈનુ મિત્ર નથી મોટુ



નાનાને ગળે, એ અવિચળ નિયમ છે સહુ લાગ મળે એકબીજાને ખાઈ જનારા શત્રુ છે. આ પણ મને હણવા નવી તરકીબ સાથે આવ્યો લાગે છે!

સાપે જોરથી શરીરનુ ગૂંચળુ વાળ્યું, ને બીજી પળે છલાંગ દીધી. ધનુષમાંથી તીર છૂટે એમ એ છૂટ્યો, ને યોગીને પગે જોરથી ડંખ દીધો ડંખ એવો ભારે હતો કે અંદરથી રક્તની ધારા વછૂટી! સાપે પોતાના ઝેરની અસર જોવા પોતાની ખૂની આંખ પેલા યોગી ઉપર ફેંકી. અરે, એ તો એવો ને એવો શાન્ત ઊભો હતો. એની આંખોમાં એવું ને [illegible] મીઠું તેજ હતુ. યોગીના સુંદર હોઠ

હલ્યા ને અંદરથી શબ્દો ઝર્યાં ; "ચંડકૌશિક, બુઝ્ઝ ! બુઝ્ઝ ! કંઈ સમજ, ભલાભાઈ !

આ તે શબ્દો કે અમરતના કૂંપા ! કાળભૈરવ સમો કાળોતરો નાગ ઠંડો હિમ થઈ ગયો. સાચા પ્રેમની ભાષાને પશુ પણ પારખે છે ! અંતરનાં અમી તો પથ્થરને પણ પલાળે છે, તો સાપ કોણ ? કોઈ શિષ્ય પોતાના અપરાધની ક્ષમા માગતો ગુરુચરણે પડે તેમ, સાપ યોગીના ચરણમાં પડયો.

યોગી તો એક વધુ મીઠી નજર નાખી પાછા વળી નીકળ્યા. પણ એ મરેલી વનવાટ એ દહાડે જીવતી બની ગઈ. લોકો 'ભગવાન મહાવીર'ની જે પોકારતાં વનમાં આવ્યાં, સહુ કહેવા લાગ્યાં, કે સાચો નિર્ભય આનું નામ ! નિર્ભયને ભય શાનો !

પેલો સાપ તો હજી એ જ દશામાં પડયો હતો. દુનિયાના લોકોએ એને દેવતા માની પૂજા શરૂ કરી. તેઓ ઘી, દૂધ ને નૈવેદ્ય ચડાવવા લાગ્યા.

એ પૂજા એનો પ્રાણ લઈ ગઈ. ઘી, દૂધ ને નૈવેદ્યની ગંધે કીડીઓનાં જૂથ આવ્યાં. એમણે ઘી, દૂધની સાથે સાપની કાયાને પણ ફોલી ખાધી.

પણ જેને આત્માનો અમર કૂંપો હાથ પડયો, એને વળી કાયાની માયા કેવી !

સુંદર વાવ (પુષ્કરણી) આવેલી છે આ વાવમાં એક મોટો દેડકો રહેતો હતો એ પોતાને સહુથી મોટો માનતો, ને વાવમાં રહેતાં નાનાં જીવજંતુઓને ત્રાસ આપી પોતે વાવનો માલિક ન હોય તેવો રોફ બેસાડતો

આ વાવ કંઈ સામાન્ય વાવ નહોતી, કે જ્યાં માત્ર કઠિયારા પાણી પીવા આવે, ને પણિહારીઓ આવીને પાણી ભરી જાય બંધાવનારે જગમાં જશ રહી જાય એ રીતે બંધાવી હતી સમચોરસ જમીનમાં બાંધેલી આ વાવને ચાર વનખંડ હતા પૂર્વ દિશાના વનખંડમાં એણે ચિત્રસભા બનાવી હતી આખા દિવસની મહેનતથી થાકેલા માણસો અહીં ગીત, નૃત્ય ને આનંદથી જીવ બહેલાવતા દક્ષિણ વનખંડમાં પાકશાળા બનાવી હતી અહીં ખાન, પાન, ખાદિમ ને સ્વાદિમ ઉત્તમ પ્રકારનું મળતું. ગરીબ કે અમીર—પૈસા આપી શકે તેવું કે ન આપી શકે તેવું—કોઈ ભૂખ્યું ન રહે તેવી વાવ બંધાવનારની આજ્ઞા હતી

વાવના પશ્ચિમ વનખંડમાં આરોગ્યધામ બનાવ્યું હતું અહીં ઓષધ ને અનુ

પાનની સુદર વ્યવસ્થા હતી અને ઉત્તરના, વનખડમાં અલકારગૃહ હતુ, ત્યા હજામો તથા પરિચારકો અતિથિઓની સેવા માટે ખડે પગે રહેતા અહી સ્નાન કરીને સહુ સ્વચ્છ થતા અહી લતાકુજો હતા, કેળના મડપો હતા ને ફૂલબાગ હતા સારસ ને હસ સદાકાળ અહી રમ્યા કરતા

રાજગૃહીમાં જે કોઈ–રાજના કામે કે ભગવાનના દર્શને આવતો–તે આ વાવની અચૂક મુલાકાત લેતો અને મુલાકાત લઈને મનને પ્રસન્ન કરતો સાથે સાથે આ વાવના બધાવનાર પુણ્યાત્માને અનેકવાર ધન્યવાદ આપતો

પેલા દેડકા વાવની પાળ પર બેસી રહેતો કદી ચાર વનખડમાથી એકાદની મુલાકાત લેતો, ને પોતે માલિક હોય તેવો ડોળદમામ રાખતો વનખડમા પતગિયુ બેઠેલુ જોતો કે એનો પિત્તો ગરમ થઈ જતો પાકશાળામાં ખાવાની લાલચે નાના જતુ જ્યાં ત્યાં ફરતા રહેતા માખીઓ તો મિષ્ટાન્નનો કેડો જ ન મૂકતી આ ઘડીએ ફરી આવીને બેઠી જ સમજો! આ દેડકા મહાશય ત્યાં જઈ પહોંચતા ને

કૂદી કૂદીને માખીઓને સજા કરવા મહેનત કરતા પણ માખીબાઈ એમ કંઈ માન્યાં છે તે આજે માને ! આમ કુદાકૂદમાં દેડકાભાઈ થાકીને લોથ થઈ જતા ને આખરે અંધારુ થાય તે પહેલાં વાવમાં પહોંચી જવા મહામહેનતે ડગ માંડી શકતા આમ આ માલિકી ભાવવાળો દેડકો મફતની મહેનત કરતો, પણ ઉડાઉ દીકરાના લોભી બાપની જેમ કંઈ કર્યાનો સંતોષ જરૂર અનુભવતો

'જાનમાં કોઈ જાણે નહિ ને વરની ફોઈ હું' ના સ્વભાવવાળો આ દેડકો એક વાર વાવની પાળ પર બેઠો હતો ઉનાળાનો ઘોમ ધખતો હતો દૂર દૂરથી ભૂખ્યા તરસ્યા બે પ્રવાસીઓ ચાલ્યા આવતા હતા તરસથી જીવ જતો હતો તેઓએ નિર્મળ નીરથી છલકાતી એ વાવ જોઈ ને તેનું શીતળ જળ પીને તેઓ સંતોષ પામ્યા. ત્યાં તો તેમણે ચારે કોરની ચાર સભાઓ જોઈ, અને અલંકાર સભામાં જઈને તેઓ નાહ્યા, પાકશાળામાં જઈને જમ્યા, અને ચિત્રશાળામાં જઈને ગીત ને નૃત્યથી મનને આનંદિત કર્યું.

વિદાય થતી વેળાએ તેઓ પરસ્પર કહેવા લાગ્યા : 'અરે, આવી સુંદર વાવ બંધાવનારનું ભલું થજો ! એની ખાતર પેઢીનું કલ્યાણ હજો ! હે નંદ મણિયાર, તારી લક્ષ્મી સફળ છે તારો શ્રમ સફળ છે તારો મનુષ્યજન્મ સફળ છે ! ધન્ય છે તારા જેવા પુત્રરત્નને જન્મ આપનાર માતપિતાને "

ઠંડી હવાની લહેરમાં દેડકો શાંતિથી બેઠો બેઠો કાન માંડીને સાંભળતો હતો નંદ મણિયારનું નામ સાંભળી એ કંઈક વિચારમાં પડી ગયો એને થયું કે આ નામ મેં ક્યાંક સાંભળ્યું છે ! એ મારો પરિચિત માણસ લાગે છે ! આમ વિચારમાં ઊંડા ઊતરતાં એને પોતાના પૂર્વભવનું જ્ઞાન થયું

'અરે, એ નંદ મણિયાર તે જ હું પોતે '

અને દેડકાને તો પછી ઘણું ઘણું યાદ આવવા લાગ્યું. 'રાજગૃહીનો ધનવાન મણિયાર નંદ તે હું ! એક વાર ભગવાન મહાવીર નગરીમાં આવ્યા હું એમના દર્શને ગયો તેમનો ઉપદેશ સાંભળી તેમનો અનુયાયી ( શ્રમણોપાસક ) થયો. તપ,

ધ્યાન ને ત્યાગમા મને રસ જાગ્યો એક વાર જેઠ મહિનામાં ત્રણ દિવસના મેં નિર્જલા ઉપવાસ ( અઠ્ઠમ ) કર્યા છેલ્લે દિવસે તરસથી મારો જીવ જવા લાગ્યો એ વેળા મને થયુ કે અરે, તરસ કેવી ભૂડી ચીજ છે! તરસથી તરફડતા પ્રવાસીઓ માટે જેઓ કૂવા–વાવડી ખોદાવે છે, તેઓને ધન્ય છે હું પણ સરસ એવી વાવ ખોદાવીશ

'સકલ્પનુ બળ અદ્ભુત છે મે સુદર એવી આ વાવ ખોદાવી એની ચારે તરફ ચાર વનખડ બનાવ્યા હજારો પ્રવાસીઓ એનો લાભ લેવા લાગ્યા, ને મારી કીર્તિ ગાવા લાગ્યા મારી છાતી આ વખાણથી વેત વેત ફૂલવા લાગી!

'આ વાવની પાછળ હુ બધુ ભૂલી ગયો એક દિવસ સોળ જાતના રોગથી મારુ શરીર ઘેરાયુ ઘણા ઉપચારો કર્યા, પણ સુધારો ન થયો આ વખતે પણ મારું મન એ વાવમાં લાગ્યુ હતુ એ વિષેની મારી આસક્તિ ઘટી નહોતી બલ્કે વધી હતી. એની વ્યવસ્થા વિષે, અને એ મારા વશજોના તાબામા રહે તેની ચિતા કર્યા કરતો આખરે મારુ મૃત્યુ આવી પહોંચ્યુ, મારો દેહ તો છૂટી ગયો, પણ મનમાં વાવ ઉપર

આસક્તિ રહી ગઈ. એને કારણે હુ અહી દેડકો સરજાયો '

પાળ પર બેઠેલો મોટો દેડકો, પોતાને પૂર્વભવનું જ્ઞાન થતાં, ત્યાં જ થીજી ગયો એને પોતાની દુર્ગતિ પર અફસોસ થવા લાગ્યો એનો ક્રોધ સરી ગયો, એનુ મોટાઈનું અભિમાન ઓગળી ગયુ, જીવજંતુ તરફનો એનો તિરસ્કાર ટળી ગયો એના મનમાંથી મારા-તારાની લાગણીઓ સરી ગઈ એ અહિંસાનો પૂજારી બની બબ્બે ત્રણત્રણ દિવસનો ઉપવાસી રહેવા લાગ્યો. પાણીમાં રહે, છતાં બબ્બે દિવસ સુધી પાણી પણ ન પીવે

આ દેડકાના મનમાં એક જ વાત રમી રહી. ' ક્યારે ફરી ભગવાન મહાવીરનો પત્તો મળે ! ઝટ દોડીને ત્યાં પહોંચી જાઉં. એકવાર એમણે મારો ઉદ્ધાર કર્યો હતો, ફરી પણ એ જ મને તારશે '

દેડકો રોજ વાવની પાળ પર બેસી રહે, ને જતા-આવતા મુસાફરોની વાતો ઉપર ધ્યાન આપે, રખેને એ રીતે ભગવાન મહાવીરની ભાળ મળી જાય.



વછેરાના પગ નીચે આવીને ગરીબ દેડકો પચત્વ પામ્યો

કેટલાએક દિવસો બાદ રાજાના હાથી અને ઘોડાઓ ત્યાં થઇને નીકળ્યા ઉપર બેઠેલા સવારો વાત કરતા હતા કે ભગવાન મહાવીર ગુણશીલ ચૈત્યમાં પધાર્યા છે

દેડકાના કાન પર આ શબ્દો આવ્યા કે લાગલો જ એ-વાવથી બહાર કૂદ્યો, અને કૂદતો ને છલ ગો મારતો માનવસમુદાયની પાછળ પાછળ એ ગુણશીલ ચૈત્ય તરફ ચાલ્યો એના હૈયામાં હરખ માતો નહોતો; એની ઘણા દિવસની ઇચ્છા આજે પૂરી થતી હતી.

રસ્તા પર ઘોડાની, હાથીની ને રથની ભારે ભીડ હતી આ ભીડ વચ્ચે બિચારો દેડકો સાવધાનીથી આગળ વધતો હતો પણ એટલામાં એક તોફાની વછેરાનો પગ એની ઉપર આવી ગયો. કોમળ બિચારો દેડકો એ ત્યાં ને ત્યાં જ છુંદાઇને મરણ પામ્યો. મરતી વખતે એણે વિચાર્યું 'મને વાવ ઉપર કે આ દેહ પર જરાય મમત્વ નથી; હું જીવું કે ન જીવું, તેની મને ચિંતા નથી; પતિતપાવન પ્રભુના દર્શન કરી શકું. કે ન પણ કરી શકું, પણ હે ભગવન્, મને તારું શરણ છે'

દેડકો ત્યાં ને ત્યાં પંચત્વ પામ્યો

*

આ વાત આર્ય સુધર્માએ પોતાના શિષ્ય આર્ય જંબૂને કહેતાં કહ્યું. 'આ વાત મેં સ્વયં ભગવાનના મુખેથી સાંભળી છે હે શિષ્ય, આસક્તિ ને અનાસક્તિનું પારિણામ જુઓ વાવ કરાવનારો નંદ મણિયાર આસક્તિથી એ જ વાવમાં દેડકો થયો, ને એ જ દેડકો અનાસક્તિથી મરીને ભગવદ્ભક્ત દર્દુર નામનો તેજસ્વી દેવ થયો'

શિષ્ય મનના ભાવોનો મહિમા સમજ્યો ને સંતુષ્ટ થયો





# મુષક-વિહાર

[ સાતમી વાર્તા ]

એક વાર મહારાજા કુમારપાળે આચાર્ય ભગવાન હેમચંદ્રસૂરિને એકાંતમાં પૂછ્યું, 'હે મહાજ્ઞાની, એકવાર મારાથી જીવહિંસાનું પાપ થઈ ગયું છે, તો એનું પ્રાયશ્ચિત્ત શું હશે? એ કેવા પ્રકારનું પાપ છે, તેની વાત વિસ્તારથી આપની

આગળ કહું છું ગુરુની આગળ અ તર ખોલતાં શરમ કેવી ?

"મારા એ દિવસો દુ ખ ને શોકના હતા શહેરનુ એકેએક માણુસ અને વગડાનુ એકેએક પાદડુ મારુ દુશ્મન બન્યુ હતુ આજે અત્યારે ખાવા મળ્યુ તો હવે કાલે કે ચાર દિવસે મળશે કે નહિ, તેનો ભરોસો નહોતો અત્યારે ધડ પર શિર સલામત છે, તો ઘડી પછી હશે કે નહિ તેની પણ ખાતરી નહોતી પહેરવા પૂરાં વસ્ત્ર નહોતાં, તો ખર્ચ કરવા પાસે કાણી કોડીય ક્યાથી હોય ! રાજાના માણુસો શિકારી કૂતરાની જેમ મારુ પગેરુ સૂ ઘતા આવતા હતા મારો અને તેઓનો ભેટો થવાની તૈયારીમા હતો, ત્યાં એક ખેડૂતે મારી રક્ષા કરી એ ખેતરને કાંટાની વાડ કરી રહ્યા હતો મારી વિનતિથી એણે મને કાંટાના ભારામા સ તાડી દીધો

'એક આખો દિવસ અને એક આખી રાત હુ એ કાંટા નીચે પડયો રહ્યો. શરીરમા તો વીછીના ડ ખ જેવી વેદના ઊપડી હતી. આખુ શરીર શૂળોથી વીધાઈ ગયુ હતું બીજે દિવસે કાંટામાંથી નીકળી હુ આગળ વધ્યો પણ આ દશામાં કેટલુ આગળ જઈ શકાય ? થોડું ચાલીને એક ઝાડ નીચે આરામ લેવા બેઠો.

ધીરે ધીરે એકવીશ વાર એ દરથી બહાર આવ્યો–ગયો, ને એકવીશ ચાંદીના સિક્કા બહાર કાઢી લાવ્યો

'સૂરજના પ્રકાશમાં ચાંદીના ટુકડા ચમકતા હતા ઉંદર એના પર બે પગે ઊભો રહ્યો ને આનંદથી નાચ્યો એણે મોંથી થોડી વાર સિસોટી (ડાકલી) બજાવી આમ એ મગ્ન થઈને ડોલી રહ્યો હતો, ત્યાં જાળામાં ખડખડાટ થયો ઉંદર ચાર પગે થઈ ગયો, ને એની નાની આંખોથી બધે જોવા લાગ્યો એને માણસની ગંધ આવી હશે કે ગમે તેમ, પણ એકવીશ સિક્કામાંથી એક સિક્કો ઉપાડી એ પાછો દરમાં પેસી ગયો

હે ભગવન, તમારી પાસે જૂઠું નહીં બોલું; અસત્ય આચરવું ને પછી અસત્ય બોલવું એ તો ભારે પાપ છે મારી નજર સિક્કા પર ચોંટી મે મનમાં વિચાર્યું કે અરે, આ મૂર્ખ ઉંદરને આ સિક્કાનો કંઈ ઉપયોગ નથી. ન એ એનાથી ખાઈ શકે છે, કે ન પી શકે છે ને મારે મન રાજાના ખજાના જેટલી એની કિંમત છે

'હું તો સાવ કડકાબાલૂસ હતો હું ઊઠયો હવે વાર કરું તો એકવીસના વીસ સિક્કા તો થયા હતા, ને હમણાં ઉંદર આવે ને વળી એક ઓછો થાય મે વીસે

વીસ સિક્કા ઉઠાવી લીધા, ને કમર પરની આંટીમા ઘાલી દીધા. પછી હુ થોડે દૂર સતાઈને ઉદરનો તમાશો જોવા રાહ જોઈને બેઠો

'થોડી વારે ઉદર બહાર આવ્યો પણ એણે જેવુ જોયું કે પોતાના ચાંદીના સિક્કા ઊપડી ગયા છે, કે તરત ગાંડા જેવો થઈને તે આમતેમ દોડવા લાગ્યો, દોડી દોડીને થાકયો એટલે પેલા સિક્કા પડયા હતા, તે જગ્યાએ આવીને બેઠો, ને કોઈ વિધવા વિલાપ કરે તેમ વિલાપ કરવા લાગ્યો ને માથું કૂટવા લાગ્યો થોડી વારમાં તો પથ્થર સાથે એ માથુ અફાળવા લાગ્યો બિચારા નાજૂક પ્રાણીની કેટલી શક્તિ ! માથું પછાડી પછાડીને થોડી વારમાં એ સુકોમળ પ્રાણી મરણને શરણ થયું. કેવુ ભયંકર મોત !



'મારા મનને ખૂબ શોક થયો. અરે, એક તિર્યંચ પ્રાણીને આ નકામા ચાંદીના

ટુકડા પર આટલો મોહ છે, તો માનવજાત એ સિક્કાના ટુકડાઓ માટે એકબીજાના શત્રુ બની માથા કાપે એમાં નવાઈ શી ! મને ધન ઉપર વૈરાગ્ય આવવા લાગ્યો, પણ ત્યારે નિરાતે વિચાર કરવા જેટલી મારા જીવનમાં શાન્તિ નહોતી મને મારવા માટે ઘૂમતા મારાઓથી નાસી છૂટવા હુ ઊઠયો અને છેલ્લી છેલ્લી વાર એ ગરીબડા પ્રાણીના દેહ પર નજર નાખી ભારે મને ત્યાંથી રવાના થયો

'ભગવન, એ દિવસો તો વીતી ગયા આપની વાણીથી આજે હુ ગૂજરાતનો સ્વામી છુ, અનેકગણુ દાનપુણ્ય કરુ છુ — પણ પેલા ગરીબ ઉદરનુ કરુણ મોત કેમે કર્યુ હૈયેથી વીસરતુ નથી હે મહાજ્ઞાની, એવુ તે શુ કરુ કે મારા મનનો પશ્ચાત્તાપ હળવો બને !'

મહાજ્ઞાની ગુરુએ આખી વાત સાભળીને ગભીર સ્વરે કહ્યુ : 'હે રાજન્, જ્યાં કોઈ પ્રાણીનુ અકલ્યાણ થયુ હોય ત્યા સર્વનુ કલ્યાણ થાય એવુ દેવમદિર બાધો લોકો ભલે ત્યા આવીને તૃષ્ણા–ત્યાગનો મહિમા સમજે '

મહારાજા કુમારપાળે એ સ્થળે સુદર એવો મુષક–વિહાર બધાવ્યો ગરીબ પ્રાણી એ રીતે મરીને અમર થઈ ગયુ.



# જંગલના ઘોડા

[ આઠમી વાર્તા ]

પ્રાચીન કાળમાં વાઘ ને વરુની જેમ ઘોડા પણ સ્વતંત્ર જાનવર હતુ
નિયાને જે દ્વીપ (બેટ) ની ભાળ નહોતી, એ કાલ્પિક દ્વીપનાં ઊંડાં જંગલોમાં તેઓ

વસતા હતા. આ ઘોડાઓ વનોમાં યથેચ્છ વિહરતા ને મનમાની મોજે માણતા એ વેળા એને માણુસની તાબેદારી નહોતી

આ બેટ પર સોનાની, રૂપાની, રત્નની ને હીરાની ખાણો આવેલી હતી પણ એની ચારે તરફ પાતાળપાણીવાળો ભયંકર લવણુસમુદ્ર ઘૂઘવતો પડયો હતો એક વાર આ દરિયામાં ભયંકર આંધી ઊપડી આ આંધીમાં વેપારીઓનાં કેટલાંક વહાણ દૂરદૂરથી તણાઇને બેટની નજીક આવ્યાં

આંધી અને તોફાન શમી જતાં, વહાણો કિનારે નાંગર્યાં ને તેમાંથી વેપારીઓ બેટ પર આવ્યા. તેઓએ સોના-રૂપાની ને હીરા-માણેકની ખાણો જોઇ, ને રાજી રાજી થઇ ગયા અરે, આ તો મરતા મરતા બચ્યા ને વળી માલ મળ્યો તેઓ તો સોનું, રૂપું ને હીરા-માણેક જેટલાં એકઠાં કરી શકાય તેટલા કરીને વહાણમાં ભરવા લાગ્યા, ને જૂની ખાણો ખાલી થતાં રોજ રોજ નવી નવી ખાણોની શોધમાં ફરવા લાગ્યા એ વેળા તેમણે આ ઘોડા નામના સુંદર જાનવરને જેયું માણસને જેતા જ પેલા

જાનવર જંગલમાં દૂર નાસી ગયાં.

કેટલેક દિવસે પવન અનુકૂળ વહેવા લાગ્યો, એટલે વેપારીઓએ જેટલો માલ
ભરાય તેટલો ભરીને વહાણ હાંક્યાં યોગ્ય સમયે તેઓ પોતાને નગર પહોંચ્યા એ
કાળના રિવાજ મુજબ ભેટણું લઇને વેપારીઓ રાજાની મુલાકાતે ગયા

રાજાએ દેશદેશની વાતો પૂછતાં તેમણે જોયેલી કોઇ નવાઇની વાત સંભ-
ળાવવા કહ્યું વેપારીઓએ કહ્યું 'એ બેટ ઉપર ઘોડા નામનું સુંદર જાનવર અમે
જોયું આપણે રથમાં આ ઠંડા ને ધીરા બળદ જોડીએ છીએ, એના કરતાં એ
સુંદર લાગે વળી ઝડપી પણ ઘણું. છડીસવારીમાં પણ તેનો ઉપયોગ થાય '

રાજાએ કહ્યું 'તો એ જાનવરને પકડી આણો '

વેપારીઓએ કહ્યું 'મહારાજ, એને પકડવું મુશ્કેલ છે સ્વતંત્ર વનનાં
પ્રાણીઓનો મિજાજ ભારે ભયંકર હોય છે.'

રાજાએ કહ્યું 'જીવ માત્ર શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ રૂપ પંચ વિષયને

આધીન છે કોઈની પાંચે વિષયમા, કોઈની ચારમા, તો કોઈની ત્રણમાં, નહિ તો છેવટે એકાદ વિષયમાં પણ પ્રત્યેક જીવની આસક્તિ હોય જ છે જુઓ, મધુર શબ્દ-સ્વરથી ભારે ઝડપી હરણાં પણ જાળમાં સપડાય છે ગંધમાં આસક્ત થઈને ભયંકર કાળો નાગ પણ મદારીના વાંસના કરંડિયામા પુરાય છે સ્વાદને વશ થઈ, કાંટી પરનો ગળ ખાવાના લોભમાં, સાગરના પેટાળમા બેઠેલુ માછલુ પણ પકડાય છે અરે, હાથણીના સ્પર્શસુખના લાલચુ એવા પહાડ જેવા હાથીને પણ લોકો બંદીવાન બનાવે છે તો આ ઘોડા કોણ માત્ર! ગમે તેવો શૂરવીર કાં ન હોય, એની કયા વિષય પર આસક્તિ છે એટલુ શોધી કાઢો એ એટલે મર્યો પડયો સમજવો!"

આમ કહીને પાંચે પ્રકારના વિષયરસની સામગ્રી આપી રાજાએ વહાણોને કાલિક દ્વીપ ઘોડા લાવવા મોકલ્યાં તેઓએ ત્યાં જઈને ઠેર ઠેર મિષ્ટ પદાર્થો મૂકયા; નાકને ગમે તેવી સુગંધીઓ પાથરી, બેસવા માટે સુંદર બેસણાં કર્યાં, ને પહાડ પર ઊગતુ કેસર જેવુ કૂણુ કૂણુ ઘાસ પાથર્યું, પાસે જ ચોખ્ખા પાણીના કુંડ કર્યાં પછી તેઓ

મધુર સ્વરવાળી વીણા વગાડતા ફરવા લાગ્યા.

જંગલમાં સ્વતંત્ર વસતા ઘોડાઓએ આ મધુર નાદ સાંભળ્યો, સુંદર ખાદ્ય ને સુગંધી પદાર્થો જોયા પહેલા તો તેઓ અચકાયા, પણ પછી તો આકર્ષાયા કેટલાક છાનામાના મુલાકાત લઈ ગયા તેઓ કહેવા લાગ્યા કે આવી સ્વરની મીઠાશ ને આવી સ્વાદની મીઠાશ આપણે કદી અનુભવી નહોતી વળી જુઓ ને, કેવા પ્રેમથી તેઓ આપણને બોલાવી રહ્યા છે ! શું આપણે એવા નૂગરા છીએ કે તેમના આમ ત્રણને આદર પણ ન આપીએ ?

એક જુવાન ઘોડો નજીક આવ્યો એણે સંગીતનો સ્વાદ માણ્યો, મિષ્ટ પદાર્થોનો આસ્વાદ લીધો, રેશમ જેવા બિછાના પર આળોટીને આરામ કર્યો એ પાછો ગયો ને સહુને કહેવા લાગ્યો 'અરે, આપણી જિંદગી તો વ્યર્થ ગઈ શું મજા, શી મોજ ! અલ્યા, જીવ્યા કરતા જાણ્યુ ભલુ !'

બીજે દહાડે બે આવ્યા ત્રીજે દહાડે બાવીસ આવ્યા ચોથે દહાડે બોંતેર



આવ્યા પાંચમે દહાડે તો ઘોડાનો પાર ન રહ્યો વહાણવટીઓએ વખત વરતી લીધો ને તેમને ગળે અને પગે ગાળિયા નાખી દીધા, ને સહુને બંદીવાન બનાવી ચાબુકના ફટકારે વહાણ પર ચઢાવી દીધા

ઘોડાઓએ ઘણા અવનવા સ્વાદ માણ્યા હતા, પણ આ ચાબુકનો સ્વાદ વળી

પછી વહાણો બંદર પર આવીને નાંગર્યાં.
જુદો હતો. કેટલાક દિવસની મુસાફરી
વહાણવટીઓએ રાજાને ખબર આપી, એટલે રાજા પોતા પશુપાળકો સાથે ત્યાં આવ્યો મજબૂત, કદાવર, દેખાવડા ને ચપળ ઘોડાઓને જોઇને રાજા ખૂબ ખુશ થયો તેણે તેમને કેળવવા પોતાના પશુપાળકોને સુપ્રત કર્યા

પશુપાળકોએ તેમના મોં પર ચોકડાં ચઢાવીને, પગમાં ડામણ નાખીને, મોં, નાક, કાન, વાળ અને પગ બાંધીને, નેતર, લતા કે ચાબુકના મારથી તેમને સારી રીતે કેળવ્યા.



કેટલાક સવારી માટે સારા નીવડયા કેટલાકને રથમાં જોડવા માટે તૈયાર કર્યા. જંગલમાં સ્વતંત્ર રીતે જીવતા ઘોડાઓએ આ રીતે માણસ જાતની તાબેદારી કબૂલ કરી.

આ પ્રમાણે ભગવાન મહાવીરે સ્વતંત્ર ઘોડાઓની પરાધીનતાની વાત કરતાં ઉપાસકોને કહ્યું કે, 'આનો સાર માનવજાત માટે એટલો જ

છે કે, જેઓ ત્યાગ ને સંયમભરી સ્વતંત્ર જિંદગી ગુજારતા હોય છે, તેઓ સંસારના પંચ વિષયોમાં પડી પરવશ બની આ રીતે પીડા વેઠે છે, ને સંસારચક્રમાં ફર્યા કરે છે, કદી એમનો છૂટકારો થતો નથી.'

આ વેળા આયુષ્યમાન શ્રમણે પૂછ્યું 'હે ભગવન, તો અમારે શું નાકમાં પૂમડાં નાખીને, આંખે પાટા બાંધીને, નાક બંધ કરીને, જીભ તથા અંગોને છેદીને આ વિષયોથી નિવૃત્તિ લેવી ?'

ભગવાને હસીને મધુર વાણીમાં કહ્યું : 'ના રે ના, મધુર-અમધુર શબ્દોને રોકવા માટે કાનમાં પૂમડાં નાખવાની જરૂર નથી, સારાં-નઠારાં રૂપો માટે આંખોને બંધ કરવાની જરૂર નથી, નાકને દાબવાની કે જીભને કાપવાની પણ જરૂર નથી, જરૂર છે ફક્ત મોહદશા ટાળવાની અને સમભાવ કેળવવાની.'

આખી પરિષદા આ કથા સાંભળી તુષ્ટમાન થઈ.



# સૂણી પશુડાં પોકાર

[નવમી વાર્તા]

એક હતા રાજા એમને હતી એક કુંવરી. કુંવરી જુઓ તો ચંદ્રની કળા. એ મોટી થઈ એટલે રાજાએ સારો વર શોધી કાઢી એના લગ્ન નિરધાર્યાં,

આંગણે ઝાઝેરી જાન તેડાવી, ને ભારે ઠાઠમાઠ રચાવ્યો. ધોળ, મંગળ ગવરાવ્યાં મણિ–માણેકના થંભ રોપાવ્યા. મોતી–રંગોળી રચાવી ટોડલે તોરણ બંધાવ્યાં પરવાળાંની ચોરી રચાવી

કંકુ કેસર છાંટી કંકોતરી લખી દેશદેશના રાજાને તેડયા દેશદેશના રાજા આંગણે આવે, એટલે એમને રહેવા માટે સુંદર મહેલો અને જમવા માટે જાત-જાતના મિષ્ટ પદાર્થો પણ જોઈએ ને ! વળી ક્ષત્રિયો પરમાટીના ભારે શોખીન. એટલે રાજાએ પોતાના શિકારવાડામાં જાતજાતના જાનવર એકઠાં કરેલાં. એમાં સુંદર શિંગડાંવાળાં હરણાં હતા, મખમલ જેવી ચામડીવાળા સાબર હતાં, ગાયના જેવાં દેખાવડાં ને ગરીબડા રોઝ હતાં, ધોળાં દૂધ જેવા ને મીઠી મીઠી આંખો મટમટાવતાં સસલાં પણ હતા, ભોળાં બકરા, ઝબરુ ઘેટા ને મસ્ત પાડાનો તો પાર નહોતો. ચકલા, હોલા ને પોપટ–મેના જેવા સુંદર પંખીનાં તો પાંજરાંનાં પાંજરાં ખડકયાં હતા. માછલાંના તો કુંડના કુંડ ભરી મૂકયા હતા

જાન નગરને સીમાડે આવી પહોંચી ઢોલ જોરથી વાગવા લાગ્યા શરણાઈઓ જોરથી મહેંકવા લાગી સ્ત્રીઓ મંગળગીત ગાવા લાગી આ સુંદર સ્વરો સાંભળી હરણાં બોલ્યાં 'અરે, કેવા મધુર સૂર છે મન થાય છે, કે આ ઊંચી કાંટાળી વાડો ઠેકીને ત્યાં જઈ, એ મધુર સૂરોની મજા માણીએ'

એ સાંભળી પડખે બાંધેલો પાડો રોષથી બોલ્યો. 'દુનિયામાં તમારા જેવા કોઈ મૂરખા નથી. સ્વતંત્ર વનમાં રહો છો, પણ આ સૂરનો શોખ જ તમને ગુલામ બનાવે છે આ સ્વરો ભલે માનવજાત માટે મંગલસ્વરો હોય, આપણા તો મોતનો સાદ પડયો છે! હરણભાઈ!'



'હું, શું કહ્યું તમે પાડાભાઈ?' ચંચળ હરણાં મોતની વાત સાંભળી ગંભીર થઈ ગયાં, ને મોટી મોટી આંખોમાં પાણી લાવી પૂછવા લાગ્યાં. 'ભાઈસાબ, મરવાની વાત ન કરશો. મારી માને હું એક જ છું. ભલે અમે સ્વરનાં શોખીન

હોઈએ, પણ કઈ મરવુ કોઈને ગમે ખરુ ! આપણો મોતનો સાદ પડયો, એ વળી તમે શુ કહ્યું ?'

'એ પાડાભાઈ, અત્યારે આ ફિલસૂફીનાં ફીફાં શા ખાડવા બેઠા ?' વાતમાં વચ્ચે ભંગાણુ પાડતાં રોઝ ભાઈએ કહ્યું. 'અહી તો બધી વાતે લીલાલહેર છે અલ્યા ભાઈઓ ! મળ્યુ છે તો ભોગવી જાણો ને ! અહી ન વરૂ કે ચિત્તાનો ભય છે; લીલા ઘાસ, તાજા ફળ ને ચોખ્ખાં પાણી ભર્યાં પડયાં છે પેટ ભરીને ખાઓ, પીઓ ને નાચો ને ! આજની ઘડી રળિયામણી, કાલ કોણે દીઠી છે ! તમારી વાતો સાંભળીને મારુ તો માથુ ચઢી આવ્યુ.'



રોઝભાઈની વાતો સાંભળી બકરાથી ન રહેવાયુ 'એણે સગી આંખે પોતાનાં માબાપને, ભાઈ-બહેનને હણાતાં ને રસોઈઘરમાં રંધાતાં જોયાં હતાં એણે કહ્યુ 'લોકોમાં જે માણસ

નચિંત હોય એને 'રોઝ' કહે છે તે આજે સાચુ ઠર્યું રોઝભાઇ! વનમાં તમે વાઘ-ચિત્તાથી સહેલાઇથી છટકી શકો, પણ આ વાડામાંથી છટકવુ સહેલ નથી. આ શોખ બધા તમારી જાતનો ભોગ લેનારા છે! જુઓ, પણે રસોઈયા તમારી દેહમાં ભભરાવવા મીઠું-મસાલો તૈયાર કરી રહ્યા છે, ને પેલો આદમી મોટા ચકચકતો છરો પાણા પર અજવાળી રહ્યો છે!'

[illegible] નજર કરી, 'તો [illegible] જોયુ. [illegible] સહુ [illegible] [illegible] આ [illegible] ઠકરાભાઈ, પાડાભાઈ વગેરે નગરવાસી [illegible] નગરની રીતભાતોમાં [illegible] [illegible]. [illegible]મની વાત કાઢી નાખવા જેવી નથી. આપણે [illegible] શોખમાં [illegible] [illegible] [illegible] ને ફસાઇ પડીએ છીએ માણુસ જાત તો ભારે સ્વાર્થી ને લુચ્ચી હોય છે. [illegible] કરી, ખાડા ઉપર લીલુ ઘાસ પાથરી બલભલા હાથીને પકડતા [illegible], આપણામાં ઝેરીમાં ઝેરી સાપ! એને પણ સંગીતના [illegible]

[illegible]

કરી મૂક્યો. પાંજરા તોડીને નાસવા માંડ્યા [illegible]

શોખમા મહારીના પાશમાં સપડાતો મે જોયો છે!'



'ભાઈઓ, ધીરેથી વાતો કરો અમારી રમત-માં ભગ પડે છે!' કુંડમાં રમતાં નાનાં નાનાં માછલાંઓએ પોકાર કર્યો

'અને આ માછલાંભાઈઓ, જીવલેણ કાંટાની અણી ઉપર ચોટેલા જરા જેટલા લોટને ખાવાના એટલાં લાલચુ છે, કે પોતાનો જીવ હોમી દે છે! એમને તળવા માટે પેલી કડાઇમા ધગધગતુ તેલ ઊકળી રહ્યું છે! એ જુએ તો એમની આંખો ખૂલી જાય.' રાતી માંજરવાળા એક કૂકડાએ કહ્યું બધાને હાથે-પગે બાંધ્યાં હતા, આ કૂકડા તો છુટ્ટા હતા



'અરે કૂકડાભાઈ, જો તમે કહેતા હો એ સાચુ હોય તો, અમે તો બધાયેલા છીએ પણ તમે તો છૂટા છો, ભાગી છૂટોને!'

'જાણપણાનુ જ દુ ખ વળી વધુ છે! કૂકડીને સુવાળાં શાં? એ કહેવત તો જાણો છો ને! નાસીને ક્યાં જઈએ! માનવજાત ક્યાં નથી? જાણીએ છીએ ને મરીએ છીએ આપણને મારનાર આ માણસો એમ નહિ જાણતાં હોય કે આપણા જેવુ તેમને માથે પણ મોત છે! છતા '

ત્યા તો સુ દર એવો રથ નીકળ્યો—જરિયાની પડદા ને મોતીની ઝૂલવાળો. એમાં દેવતા જેવા રૂપવાળો એક રાજકુમાર બેઠો હતો પગમાં મોતીજડિત મોજડી-ઓ હતી ગળામાં હીરાના હાર હતા માથા પર રત્નમ ડિત મુગટ હતો, જેની કલગીમા નવલખુ માણેક ઝગારા મારતુ હતુ. એના આખા દેહ પર સુગ ધી પીળી પીળી પીઠી મહેકી રહી હતી

'અરે, આ જ વરરાજા છે, જેના લગ્નના જમણ માટે આપણો જાન લેવાશે.'

અને આ સાથે જ શિકારવાડાના બધાં પશુ અને પ ખીઓએ ભારે કકળાટ મૂક્યો. પાંજરાં તોડીને નાસવા માગતાં હોય તેમ પ ખીઓ પાંખો ફફડાવવા

લાગ્યા. ખીલા છોડીને ભાગવા ઇચ્છતાં હોય તેમ પશુઓ ખીલા પર પગ પછાડવા લાગ્યાં.

'અરે, ભલે એ રાજાનો જમાઈ હોય, પણ આપણો તો જમ છે! આપણે એને દુશ્મન દેખીએ છીએ!' એમ વિચારી પશુ-પંખીઓ વધુ ને વધુ કાગારોળ મચાવી રહ્યાં

રથમાં લહેરથી ચાલ્યા આવતા રાજકુમારે આ પોકાર સાંભળ્યો. સામે જ રાજમહેલના ઊંચા ગોખ શોભી રહ્યા હતા એ ગોખને માથે કોડભરી રાજકન્યા રાહ જોઈને ખડી હશે! આવા આવા વિચારોમાં અટવાતા રાજકુમારે સારથિને રથ થોભાવવા કહ્યું રથ થોભાવીને એ અબોલ પશુઓની વાણી રાજકુમાર સાંભળી રહ્યો



એક સસલુ સસલીને કહેતુ હતુ 'અરેરે, દુનિયામાં ન્યાય જ ક્યાં છે? ન્યાયના કરનારા રાજા જ અન્યાયના કરનારા છે નહિ તો જેનુ આપણે કોઈ દી ખાધુ નથી, જેનું કોઈ દી આપણે બગાડયું નથી, અરે, મનમાં જેનુ કોઈ દી ભૂડુ ચિંતવ્યુ પણ નથી, એ આપણા જીવના દુશ્મન કેમ બને?'

'અરે, વહાલામાં વિજોગ પડાવનાર આ માણસો માથે આભમાંથી કડકડતી વીજળી પડજો' એક હરણીએ આંખમાં આંસુ સાથે કહ્યુ, 'સવા વેંતના એમના પેટના ખાડા પૂરવા, નવટાંકની જીભના સ્વાદ સારુ, આપણા હજારો ભાઈભાંડુ ને સગાંવહાલાંને એ દુષ્ટોએ જીવતાં શેકી ખાધાં! હુ તો કહુ છું કે મરકી એમને ભરખજો, કાગળિયુ એમને ખાજો, અને દીકરીએ એને દીવો ન રહેજો'!"

આ સાંભળી એક પાડાએ કહ્યું 'હરણીબાઈ, એમ ન બોલીએ સહુનાં કરમ સહુને વેઠવાનાં આ ભવે એ હણનાર છે ને આપણે હણાઈએ છીએ પર-ભવમાં એ જાનવર હશે ને આપણે માણસ હઈશુ. બાકી બેન, પરભવમાં આપણે કોઈને વગર વાંકે શરાપ્યાં હશે, તે આ ભવે આવો અવતાર મળ્યો આ ભવમાં ફરી કોઈને શરાપીને શા માટે આપણે આપણી જાતનું ભૂડું વાંછીએ.'

હરણી બોલી 'ભાઈ, મને મરવાનું દુ:ખ નથી, પણ જે મને પહેલી મારે ! સારુ. મારી આંખ સામે મારાં બાળને ન હણે તોય તેમનો પાડ! એટલી દયા

એમને હૈયે નહિ વસે ?'

" માણસના મનમા વળી દયા કેવી ? એ તો રૂવે તોય સ્વાર્થ માટે હુ તો કોઈ માણસ મરી ગયેલો જોઉ છુ, ને એની પાછળ રોતાં કકળતાં માણસો જોઉ છુ, ત્યારે મારી કકળતી આંતરડી ઠરે છે શુ માણસજાત એટલી બધી મૂર્ખી હશે કે એટલુ ય નહિ સમજી શકતી હોય કે જીવવુ જેમ એમને ગમે છે, એમ સહુને ગમે છે, આપણાં વહાલાંનો વિયોગ આપણને સતાપે છે, તેમ સહુને સતાપે છે ! જન શુ કે જાનવર શુ ? જીવ તો બધામાં સરખો છે ને !'

' ચૂપ રહો ! ચૂપ રહો !' વાડની ટાચ પર બેઠેલા કૂકડાએ આલબેલ પોકારી, ' જેના લગ્નજમણ માટે આપણી હત્યા થવાની છે, એ રૂપાળો રાજકુવર આપણી તરફ આવી રહ્યો છે '

' અમને બીક લાગે છે એણે આપણી વાતો સાંભળી હશે " વસૂકી ગયેલી ભેસે કહ્યુ, ' આ માણસો બારે નિષ્ઠુર છે હુ દૂધ દેતી ત્યારે મીઠા મધ જેવો

ચારો ખવરાવતા જ્યારે તેમને લાગ્યુ કે હવે હું દૂધ માટે નકામી થઇ, એટલે
કસાઈવાડે વેચી દીધી નક્કી, એ આપણો ગુસ્સામાં પ્રાણ લેશે'

'અરે, મોડા પ્રાણ લેતા હોય તો વહેલા લે મરવા બેઠા પછી વહેલુ શું ને મોડુ શું? તુ તો તારી વાત કહે છે, પણ હું તો એમ કહું છુ કે માબાપ ઘરડા થાય એટલે વખારે નાખનાર આ જ લોકો છે એવા પાસે દયાની માગણી શી? જો તમે ડરતાં હો તો હું પહેલો આવીને ઊભો છુ ભલે, મને પહેલો હણી નાખે પણ ખબરદાર, જો કોઈએ દયા માગી તો!' મસ્તાન પાડો આગળ આવીને ઊભો રહ્યો

પેલો રૂપાળો રાજકુવર વાડાના બારણાની પાસે આવી પહોચ્યો હતો એની આંખમાંથી દયા ઝરતી હતી ધીરેથી એણે દરવાજાનો આગળિયો ઉઘાડી નાખ્યો પણ ત્યાં તો વાડાના રખેવાળ ક્રોધથી ધમધમતા આવી પહોચ્યા બીજો કોઇ હોત તો એક ઘા ને બે કટકા કર્યા હોત, પણ જોયુ તો આ તો રાજાજીના જમાઈ પોતે!

એકદમ બધા નમી પડયા, ને ગળગળે સાદે કહેવા લાગ્યા: 'સ્વામિનાથ, આ

તો લગ્ન–જમણુનાં પશુ છે જાનૈયા શુ ખાશે ?’

પણ પેલો કુવર કંઈ ન બોલ્યો એણે ઝાપો ખોલી નાખ્યો રથના હાંકનારને હુકમ કર્યો કે બધા બ ધપાશ છોડી પશુ–પ ખીને છૂટા કરો ' હુકમનો તરત અમલ થયો પશુ–પ ખી તો છૂટા થઈ ગેલ કરતા સ્વસ્થાન ભણી ચાલતાં થયા પાંજરામાથી છૂટા થયેલા મેના, પોપટ ને મોર મીઠે કઠે ખુશાલીના ગીત ગાવા લાગ્યાં

વાડાના રખેવાળો તો પોતાના રાજા પાસે દોડયા ગયા ને કહેવા લાગ્યા· ‘ગજબ થયો, મહારાજ ! શિકારવાડાનાં તમામ જાનવરને છોડી મૂકવામાં આવ્યા ’

‘કોણુ છે એ બે માથાળો માનવી ?’ રાજાજીએ ગુસ્સામા તલવાર પર હાથ નાખ્યો ‘એને પકડીને અહીં કેમ ન લાવ્યા ? મારી પાસે શુ મોં લઈને આવ્યા છો ? શરમાતા નથી ?’

‘બીજુ કોઈ હોત તો, રાજવશી જમણુ-બગાડનારને અમે ત્યા જ હણી નાખત, પણ આ તો ’’



મુક્ત થયેલાં જીવ આનંદમાં ગીત ગાતાં નાઠાં

'એ તે કોણુ? અરે, આ તો મારી આબરૂનો સવાલ છે સગો ભાઇ હશે તોપણ નહિ સાંખુ? મને તેનુ નામ કહો એને સજા કરવા માટે મારા હાથ તલસી રહ્યા છે.'

'એ સજા ન થઇ શકે એવા માણુસ છે, એમનુ નામ નેમકુમાર!'

'કોણુ વરરાજા પોતે?'

'હા પ્રભુ!'

'કેવી છોકરવાદી કરી તેમણે! લગ્નના જમણુમાં હુ મારુ શુ મોં બતાવીશ? ચાલો, ચાલો, હુ પોતે તેમની પાસે આવુ છુ'

રાજાજી ત્યાં આવ્યા જુએ છે તો નેમકુમાર જાતે વાડામાથી જાનવરો છૂટાં કરી રહ્યા છે એક આનદી પોપટ એમના ખભા પર આવીને બેઠો બેઠો મીઠુ મીઠુ બોલી રહ્યો છે હરણાં હરખની કિકિયારી કરતાં હરિયાળી ધરા પર ગેલ કરી રહ્યાં છે અહા, ઘડી ભર પહેલા જ્યાં નરકનો ત્રાસ હતો, ત્યાં સ્વર્ગનો આનદ પ્રગટયો છે

'નેમકુમાર! આ શુ કરો છો?'

'અબોલ જીવોને અભય આપી રહ્યો છુ '

'તમે રાજવંશીની રીત ભૂલી ગયા લાગો છો ' રાજાજીએ ઠપકો આપવા માંડયો

'રાજવશી રીત એટલે આ પાપની રીત ! માણસ જેટલો મોટો એટલી એની નાનાનુ રક્ષણ કરવાની જવાબદારી મોટી આપણે તો મોટા થઈને સહુનુ ભક્ષણ કરવા માંડયુ છે રહ્યુ આ રાજ ! સર્યું આ લગ્નથી ! જ્યાં આટઆટલી હિસા ભરી હોય ત્યાં મારાથી કેમ થોભાય ?'

'તો શુ સાધુ થઈ જશો ?' રાજાએ મશ્કરીમાં કહ્યું

'જરૂર આવુ પાપમય જીવન જીવવા કરતાં — જ્યાં પળેપળે હિસા ને હત્યા ચાલી રહી છે તેના કરતાં — સાધુ થવુ સારુ મારો જન્મ તો સસારમાં અભય સ્થાપવા માટે છે સારથિ, રથ પાછો વાળ !'

જોતજોતામા રથ પાછો વળી ગયો. લીધેલાં લગ્ન અધૂરાં રહી ગયાં. મગળગીત બધ થઈ ગયા. પરણવા આવેલો રાજકુમાર પાછો ફર્યો તે ફર્યો.

આખે રસ્તે ભોળાં પશુ મૂગા મૂગા આશીર્વાદ વરસાવતાં હતા પખીઓ ગેલમાં આવી ગીત ગાતા ઊડતા હતા આખુ વન જાણે હસતુ હતુ !

ધન્ય હો ! ધન્ય હો એ રાજકુમારને, જેણે નરકમાં સ્વર્ગ પ્રગટાવ્યુ !



## [૪૧]

નર્મદા નામે સુંદર નદી છે એને તીરે ભરૂચ નામનુ નગર વસ્યું છે એ નગરની ઉત્તર દિશામાં કોરંટ નામનુ વન છે એ વનમાં સુંદર એવો વડલો છે એની ડાળોમાં સેંકડો પંખીઓ માળા નાખીને રહે છે

એમાં એક શકુનિકા યાને સમળી રહે સમળાં–સમળીનો ખોરાક જ પર-માટીનો પણ આ સમડી બારે દયાધર્મી, જીવતા જીવને કદી હેરાન ન કરે સહજ રીતે મળે એ ખાઈ લે, નહિ તો ભૂખી પડી રહે

એક વખતની વાત છે ચોમાસાની ઋતુ છે અનરાધાર મેહ વરસે છે–રાત ને દહાડો વરસે છે સહુ પંખી ભૂખ્યા ને તરસ્યાં વડલા પર લપાઈને બેઠા છે એમા શિકારી બાજ પણ છે ને ગરીબ ચકલાં પણ છે, ભોળા પારેવા છે, ને લૂચ્ચા સમડા પણ છે શિકારી બાજની જીભ ગરીબ ચકલાંને જોઈ પાણી છોડે છે, પણ પેલી દયાળુ શકુનિકા કહે 'ખબરદાર! આપણે સહુ સાથે રહેનારાં! પડોશી! સુખદુઃખનાં સંગાથી! કોઈ કોઇના પર કરડી નજર પણ નાખશો મા!'

પેલો બાજ કહે ' 'પણ અમને કકડીને ભૂખ લાગી છે, અને મે તો વરસતો બધ રહેતો નથી '

શકુનિકા મીઠાશથી સહુને સમજાવતાં કહે 'આપણા પડોશી–ધર્મની કસોટી પણ આવે વખતે જ થાય ને ! એક દહાડો શુ–ભલે ને સાત દહાડા લગી વરસે ! જોઈએ, એની ધીરજ ખૂટે છે કે આપણી !'

મે પણ લાગલાગટ સાત દહાડા વરસ્યો આઠમે દહાડે ઉઘાડ નીકળ્યો, એટલે સહુ ખોરાકની શોધમાં ઊડયાં શાણી શકુનિકા પણ ભક્ષની શોધમા નીકળી જીવજતુ તો જોઈએ એટલા, પણ પેટ કાજે એને કોઈ જીવને મારવાની બધી એમ કરતાં એ એક શિકારીના આગણામાં પહોંચી શિકારીએ આગણામાં માસના ટુકડા સૂકવવા મૂકેલા શકુનિકાએ એમાંથી એક કકડો ઉપાડયો, ને માળા તરફ પાછી ફરી ભૂખથી એની આખે ધોળાં પીળા વરતાતાં હતાં

આંગણામા બેઠેલા શિકારીની નજર સમળી પર પડી. એના મોમાં રહેલો

પરમાટીનો ટુકડો જોયો, ને એને કાળ વ્યાપ્યો ઝેર પાયેલુ તીર લઈને એ પાછળ પડયો સમળી તો આકાશના સાતમે માળે ઊડનારી ! એને કોણ પહોંચી શકે ?

ભૂખી શકુનિકા થોડુ ઊંચે આકાશમાં ઊડીને વડલા પર આવીને ઊતરી શિકારી બરાબર પીછો પકડતો આવતો હતો સમડી જેવો પેલા ભક્ષ આરોગવા જાય છે, તેવુ જ સનનન કરતુ તીર આવ્યુ ! ખાવુ ખાવાને ઠેકાણે રહ્યું, ને તરફડિયાં મારતી ઘવાયેલી સમડી નીચે તૂટી પડી !

પુણ્યનો જોગ છે એ વખતે બે સાધુ વિહાર કરતા આવતા હતા એમણે સમડીને નીચે પડતી જોઈ તેઓ તરત ત્યાં જઈ પહોંચ્યા સાધુઓને જોઈ શિકારીએ પોતાનુ તીર અને માસનો ટુકડો લઈ ચાલતી પકડી.

દયાના અવતાર મુનિરાજેએ પોતાના પાત્રમાંથી પાણી લઈને સમડીના દેહ પર છાંટ્યુ. લોહી નીગળતી સમળીને થોડી વાર શાન્તિ વળી. એણે પોતાની જોજન-પથી આંખો ઉઘાડી. મુનિઓએ શાન્તિનો મત્ર સભળાવ્યો. જાણે મત્ર સાંભળતી

હોય તેમ એકીટશે મુનિ સામે તાકતી એ પડી રહી તીર કાળજાની આરપાર ગયું હતું લોહી ધડધડ વહી રહ્યું હતું થોડી વારે એણે માથુ ઢાળી દીધું ગરીબ સમડીના પ્રાણ ઊડી ગયા



માણુસને કોઈ યાદ કરતુ નથી, તો સમડીને કોણ યાદ કરે? પણ અચાનક એક દહાડો સિંહલદ્વીપની રાજ-કુમારીના રથ એ વડલા નીચે આવીને થોભ્યા કેટલાય ઘોડા, કેટલાય રથ, કેટલીય પાલખીઓ, કેટલાય સાંઢિયા!

રાજકુમારીએ રૂપાળો ઘેઘૂર વડલો જોઈ ત્યાં રથ રોકાવ્યો એની રૂપાળી વડવાઇઓ નીચે મખમલી ગાલીચા પાથરી સહુ વિસામા લેવા બેઠા આવુ રળિયામણુ સ્થાન જોઇ રાજકુમારી વિચારમા પડી ગઈ એને કોઈ દૂર દૂરની વાત યાદ આવતી હતી એ કહે, અરે ! પૂર્વભવમાં હુ સમડી હતી અને આ ઝાડ પર રહેતી એક પારધીએ મને તીર મારી મરણતોલ ઘાયલ કરી, ત્યારે દયાના અવતાર મુનિઓએ શાંતિનો મત્ર ભણી મારો ઉદ્ધાર કર્યો હવે તો હું અહી રહીશ, ને દયાધર્મ પાળીશ.

કુવરીએ અહી થાણા નાખ્યાં, રાજપાટ તજ્યા, મહેલ ને માળિયા છોડયા, મેવા મીઠાઇ તજ્યાં ને એ તો ગરીબોની સેવામાં લાગી ગઇ એણે ભગવાનના દેરાં બાંધ્યા, રોગીઓ માટે દવાખાના ખોલ્યાં, ગરીબો માટે દાનશાળા બધાવી, વિદ્યાર્થીઓ માટે પાઠશાળા સ્થાપી જોતજોતામાં એ વડલો વિહારના રૂપમા ફેલાઈ ગયો

લોકોએ એ સ્થાનને ‘શકુનિકા–વિહાર તીર્થ’ નામ આપ્યુ, જેનો ઉદ્ધાર



# કબૂતર અને સીંચાણો

[ અગિયારમી વાર્તા ]

મેઘરથ રાજા સોનાની હીંડોળાખાટે હીંચી રહ્યા છે સામે ગોખમાં એક ભોળુ કબૂતર ઘટર ઘૂ ઘટર ઘૂ કરતુ ગેલ કરી રહ્યુ છે રાજ્ય ચલાવનારની જિંદગીમાં ચિંતાનો કઈ પાર છે ! આ ભોળા પખીની ભોળપ પર રાજાને ભાવ ઊપજે છે રાજાજી વિચારે છે ' કેવી સુખ અને નિરાંતની જિંદગી જીવે છે આ ભોળુ જાનવર ! આપણા તો દિવસ દુખમા ને રાત ઉપાધિમા જાય છે સ્વકર્મ ને સ્વધર્મ વિષે વિચાર કરવાની તો ફુરસદ જ ક્યાથી લાવવી !

રાજા આમ વિચાર કરે છે, ને મનમાં સમતા—ભાવ રચે છે એવામા બારી પાસે હવામાં સૂસવાટો સભળાયો પવનની પાંખ પર આવતી એક તીણી ચીસ કાને પડી. રાજાએ જેયુ તો ઘડી પહેલાં ગેલ કરતુ કબૂતર બે પગ વચ્ચે ડોક નાખીને ભયથી કાંપતુ હતુ, જાણે એણે મોતના કાસદને જેયો ન હોય ! અરે, કોઈ કરતાં કોઈ અહીં નથી, ને ભોળુ કબૂતર આટલુ ડરે છે કેમ ? રાજા જેવો રાજા, પૃથ્વી આખીનો પાળનાર હુ સામે બેઠો છુ, પછી કોઈ જીવને ભય શાનો ?

રાજા પોતાનો ધર્મ વિચારી રહ્યો, ત્યાં તો તીરના વેગે એક શિકારી બાજ અંદર દાખલ થયો એણે ભયથી અધમૂઆ થયેલા કબૂતર પર પોતાનો ખૂની પંજો નાખ્યો

રાજાજી હીંડોળાખાટ પરથી સફાળા ઊભા થયા, ને દોડીને કબૂતર પાસે પહોંચ્યા, બાજ પક્ષીના પંજામાંથી કબૂતરને છોડાવી પોતાની છાતીએ ચાંપ્યું, ને બોલ્યા :

'રે દુષ્ટ! આ ભોળા પંખીનો સંહાર કરતાં તને જરાય લાજ–શરમ આવતી નથી?'

બાજ પક્ષીને જાણે વાચા ફૂટી! એ કહેવા લાગ્યું 'રાજાજી, જીવના આશરે જીવ રહ્યો છે ડાહ્યા થઈને કાં ભૂલો? તમે ભૂખ્યા હો ને ભોજન મેળવવા ઉદ્યમ કરો, એમાં પાપ શું? હું બહુ ભૂખ્યો છું, ને આ મારું ભોજન છે'

'તારા પેટની એક ટંકની અગન ઠારવા આ ભોળા કબૂતરનો ભોગ?'

'હા રાજા, જીવના આશરે જીવ રહ્યો છે તમે સમજુ છો, છતાં કેમ સમજતા

નથી ? તમે એને બચાવશો, તો હુ મરી જઇશ. દયા એવી ન હોવી જોઈએ કે જે એક જીવને બચાવે, બીજાને મારે વળી આ કબૂતર પર મારો હક છે કોઇના હકની રાજથી ના કેમ પડાય ?’ બાજ બોલ્યો, એણે રાજાને બોલે બાંધી લીધો

‘તુ માગે તે આપુ, પણ આ કબૂતરને છોડી દે ’

‘એક શરતે છોડુ ? એટલા વજનનુ કોઈ માણસ પોતાનુ માંસ મને આપે.’

રાજા વિચાર કરી રહ્યા માણસનુ માસ કેમ અપાય ? એક જીવને બચાવવા બીજા જીવની હત્યા કેમ થાય ? અને જો એમ ન થાય તો પછી આ બાજ પખી ભૂખ્યુ મરી જાય એનુ શુ ? આખરે રાજાએ વિચાર કર્યો, કે દયાધર્મનુ પાલન પોતાની દેહથી જ કરવુ સારુ !

પણ પળ ભર વિચાર આવ્યો અરે, એક મામૂલી કબૂતરને બચાવવા મારો રાજાનો દેહ આપી દેવો ? બીજી પળે વિચાર આવ્યો કે નાનુ કે મોટુ, કર્તવ્ય તે કર્તવ્ય !

રાજાજીએ કહ્યું: ‘ભાઈ સીચાણા ! હુ દયાધર્મનો પાળનારો છુ મારાથી એક

જીવને સુખ આપવા બીજા જીવને દુખ ન અપાય દુઃખ કોઈને દેવાનુ હોય તો દયાધર્મી પોતાના દેહને જ દે! આ કબૂતરના ભારોભાર મારા દેહનુ માસ તને આપુ છુ, તે લઈને તુ આને છોડી દે!"

'રાજાજી, જેવી તમારી મરજી પણ કબૂતરના વજનથી જરાય ઓછુ કે વધતુ નહિ લઉ!' બાજ બોલ્યો

રાજા કહે 'ભાઈ, ત્રાજવે તોળી લેજે ને!'

રાજાએ તો ત્રાજવુ મગાવ્યુ એક પલ્લામાં કબૂતરને મૂક્યુ, બીજા પલ્લામાં પોતાની જાંઘમાંથી કાપીને માંસનો ટુકડો મૂક્યો પણ હલકુ લાગતુ કબૂતર ભારે વજનદાર નીકળ્યુ રાજાએ પોતાના શરીરનો બીજો ભાગ કાપીને મૂક્યો, પણ પોતાનુ પલ્લુ ઊચુ ને ઊચુ જ રહ્યુ

રાજા મેઘરથ વિમાસણમાં પડી ગયા કોઈ ઇદ્રજાળ જેવુ એમને લાગ્યુ પણ જે તે હોય, પોતે તો પોતાનુ કર્તવ્ય બજાવવુ જ જોઈએ. આખરે તેઓ પોતાનુ



આખરે રાજાજી પોતાનુ મસ્તક કાપવા તૈયાર થયા.

મસ્તક કાપીને ત્રાજવામાં મૂકવા તૈયાર થયા અને પોતાનું માથું કાપવા જેવી એમણે તલવાર હાથમાં ઉઠાવી કે એકદમ કોઈએ એમનો હાથ ઝાલી લીધો

એકાએક દિવ્ય વાજિંત્ર વાગવા લાગ્યાં, દિશાઓ પ્રકાશથી ભરાઈ ગઈ, હવા સુગંધી બની ગઈ અલૌકિક તેજથી ઝળાહળાં થતા એક દેવ અને દેવી સામે હાથ જોડીને ઊભા હતા, ને મુખથી બોલતાં હતાં :

'ધન્ય રાજન્! ધન્ય તારો દયાધર્મ! આવા દયાધર્મીનો પૃથ્વી પર વિજય હજો! રાજન્, એ કબૂતર કબૂતર નહોતું ને બાજ એ બાજ નહોતો પણ સત્ત્વશાળીઓના સતનું પારખું દેવો આ રીતે કરે છે ' વ્રતની ખાતર તારા આ બલિદાનથી પૃથ્વી પર તારો યશ વ્યાપશે, ને એક દહાડો તારો આત્મા ઉચ્ચ શ્રેણીએ ચઢતો ભવમાં પૃથ્વીને ઉદ્ધારશે '

એ ભગવાન શાન્તિનાથનો ભવમાં પૃથ્વીને ઉદ્ધારશે

[illegible] નાના કર્તવ્યના પાલનની ખાતર પણ જે પોતાનો બલિ આપે છે, તેનું હમેશાં કલ્યાણ થાય છે

[illegible] ... ... જાર લુચ્ચા! ચાલ્યા જવાનો ડોળ કરીને તેઓ થોડે



# બે કાચબા

[બારમી વાર્તા]

સુંદર કાશી શહેર ગંગાના તીરે વસેલું છે આ ગંગા નદીના કિનારે ઘણા ઊંડા પાણીના ધરા આવેલા છે. આવા એક ધરામાં બે કાચબા રહે. આખો

દિવસ કાચબા પાણીની સપાટી પર ગેલ કરતા ફરે સંધ્યા કાળે નદીના તટ પર આવીને ગેલ કરે અને લોકો ખાવાનુ નાખે તે ખાય ને મજા કરે

એક દિવસની વાત છે બે ભૂખ્યા શિયાળો ખોરાકની શોધમાં ફરતાં ફરતાં પેલા ધરા પાસે આવ્યાં અહીં તેમણે પેલા બે હૃષ્ટપુષ્ટ કાચબાને જોયા, અને તેમનાં મોંમાથી પાણી છૂટ્યુ તેઓએ કાચબા ઉપર તરાપ મારી પણ કાચબાને પોતાને માથે ભમતા મોતની સમજ પડી ગઈ હતી તેઓએ પોતાના ચાર પગ ને કોમળ ડોક પોતાની પીઠની ઢાલ નીચે છુપાવી દીધાં

પેલા બે શિયાળોએ કાચબાને પકડયા, પણ પેલા તો મડદા જેવા પડયા રહ્યા, ડોક કે પગ બહાર કાઢયા જ નહિ ! ભૂખડી બારશ શિયાળોએ કાચબાની ઢાલને દાંતથી કરડી, પણ જ્યાં તલવારની ધાર બુઠ્ઠી થઈ જાય ત્યાં દાંતનુ શુ ગજુ ! આખરે થાકીને તેઓ પાછા ફર્યા

પણ શિયાળની જાત તો ભારે લુચ્ચી ! ચાલ્યા જવાનો ડોળ કરીને તેઓ થોડે

લપાઈ ગયાં અને ત્યાંથી જોવા લાગ્યા, કે કાચબાભાઇ ક્યારે દૂર જઈ, ઝાડની ઓથે ડોકુ બહાર કાઢે!



બે કાચબામાં એક ડાહ્યો હતો, એ તો ડોક ને પગ અંદર ઘાલીને બેસી રહ્યો બીજો જરા ચંપળ હતો. એને લાગ્યુ કે શિયાળ તો ગયાં, ને પહેલી રાતની મીઠી મીઠી હવા શરૂ થઇ છે, ચાલને જરા હરુંફરુ! દુનિયામાં રહેવુ ને ડરવુ એ ન ચાલે! આમ વિચાર કરીને એણે પોતાની નાનીશી ડોક બહાર કાઢી. પણ તરત જ પેલાં લુચ્ચાં શિયાળોએ

ઝપટં મારી એની ડોક પકડી લીધી, ને મારી ખાધો

બીજો કાચબો તો હતો તેમ ને તેમ પડયો રહ્યો આખરે સવાર થયુ ને માણસનો સચળ થતાં શિયાળ ચાલ્યાં ગયાં તે વખતે પેલો બીજો કાચબો ધીરે ધીરે ડોક બહાર કાઢી ધરામાં ચાલ્યો ગયો, ને ત્યાં સુખે રહેવા લાગ્યો

*

ભગવાન મહાવીરે આ બે કાચબાની વાર્તા કહેતાં કહ્યું કે પેલા ચપળ કાચબાની જેમ જે પોતાની ઇંદ્રિયોને મોજશોખમાં વાપરે છે, તેનો નાશ થાય છે; ને ડાહ્યા કાચબાની જેમ જે પોતાની ઇચ્છાઓને કાબૂમાં રાખે છે, તે સુખી થાય છે



# બારવ્રતધારી હાથી

[ તેરમી વાર્તા ]

તેવીસમા ભગવાન પાર્શ્વનાથનો જીવ આગળના એક ભવમાં હાથીનો અવતાર હતો. મરુભૂતિ એનું નામ હતુ અનેક હાથી અને હાથણીઓનો એ સ્વામી હતો. એની પ્રિય હાથણી વરુણા હતી. મરુભૂતિ અને વરુણાની જુગલ-જોડી

જુઓ એટલે ઇંદ્રના ઐરાવતની જોડી યાદ આવે

આ હાથી સુંદર સરોવરને કિનારે આવેલા પુષ્પકમળ નામના વનમાં રહેતો હતો એ વનમાં બધે એની આણ વર્તતી. ભલભલા સિંહ એની સામે આવતા ડરતા. વાઘ કે દીપડા તો એને જોઈને નાસી છૂટતા વનના રાજા તરીકે સહુ એને માન આપતાં.

વસંત ઋતુના સુંદર દિવસો હતા રૂપાળી ધોળી દૂધ જેવી ચાંદની રાત હતી વાસના વનોમાંથી મધુરા સૂરો સાથે સુગંધી વાયુ વહેતો હતો આ વેળા, આંબે જેમ મહોર આવે તેમ હાથીઓના ગંડસ્થળમાંથી મદ ઝરે એ મદની ગંધથી દિશાઓ ભરાઈ જાય આવે વખતે મદઝરતો મરુભૂતિ સરોવર ઉપર સ્નાનક્રીડા કરવા આવ્યો એની સાથે એની માનીતી હાથણી વરુણા પણ હતી. પાછળ મદથી મસ્ત બનીને ડોલતા અનેક માતંગો પણ આવ્યા પાણીમાં જાણે પહાડ પડયા! જળમાં મોટા મોટા મોજા હિલોળા દેવા લાગ્યા આખી રાત હાથીઓએ સરોવરમાં સ્નાન કર્યું ને કમળવેલના દડાથી રમતગમત કરી.

સૂરજ ઊગતાં સહુ સરોવરની પાળે આવ્યા પાળ પાસે ઝાડની ઘટામાં સાગરદત્ત નામનો સાર્થવાહ પડાવ નાખીને પડયો હતો ઊંટ, ઘોડા ને બળદ વગેરેનો પાર નહોતો કર–કરિયાણાથી ભરેલી પોઠો ચારે તરફ પડી હતી. પાસે, એક વૃક્ષ નીચે અરવિન્દ નામના મુનિ ધ્યાનસ્થ દશામાં ઊભા હતા. હાથીઓના રાજા મરુભૂતિએ સાર્થવાહને જોયો અને એની યમરાજની ગદા જેવી સૂંઢ ફુંફાડા મારવા લાગી. અરે, મારા આ રાજમાં કાષ્ઠ વહેનારા કઠિયારા કે બોર જેવાં ફળ વીણનારાં ભીલ–ભીલડી પણ પ્રવેશી શકતાં નથી, તો આ સાર્થવાહ ક્યાંથી? આ સાર્થવાહો જ મારાં હાથીઓને લલચાવી સાંકળોથી બાંધી શહેરોમાં વેચવા લઈ જતા લાગે છે! મરુભૂતિ હાથી ક્રોધથી ગાંડો બની ગયો, અને ઝનૂનથી એ આગળ ધસ્યો.

જીવતા જમરાજ જેવા હાથીને ધસી આવતો જોઈને બધા ફફડી ઊઠયા ખાવાનું ખાવાના ઠેકાણે રહ્યું, સામાન સામાનને ઠેકાણે રહ્યો, ને બધા જીવ લઈને ભાગી છૂટયા ઘડી એકમાં બધું રમણ ભમણ થઈ ગયું !

આ વખતે કાળ–ઝાળ બનેલા મરુભૂતિએ એક આશ્ચર્ય જોયુ. નાના છોકરાથી લઈને જુવાન અને વૃદ્ધ, સ્ત્રી કે પુરુષ કોઈ ત્યાં પાછુ જોવા પણ ઊભુ રહ્યુ નહોતુ પણ ઝાડ નીચે સ્થિર ઊભેલા પેલા મુનિ તો શાંત વદને જ્યાં હતા ત્યાંના ત્યાં જ ખડા હતા એમનુ એક રુવાંટુ પણ હાલ્યુ નહોતુ, આંખની પાંપણ પણ ઊંચી-નીચી થઈ નહોતી! આંખોમાંથી તો જાણે નર્યો અમીરસ ઝરી રહ્યો હતો

વાહ મરજીવા, વાહ! સહુને ભય વ્યાપ્યો છે, ને તુ જાણે અભય છે! જીવતરની માયા સહુને છે, ને તારે જાણે મોત સાથે મહોબ્બત છે! પહાડ જેવડા હાથીની નાના તારલિયા જેવી આંખો મુનિની આંખો સાથે મંડાઈ રહી, જાણે અભયે ભયને જીતી લીધો પેલા મુનિની શાંત આંખોમાંથી મૈત્રીનુ–કરુણાનુ તેજ ઝરતુ હતુ.

મરુભૂતિ ઊંચા ખમીરનો આત્મા હતો એ મુનિની આંખના મૈત્રી–જળમાં પલળી ગયો. મેઘની જેમ ગર્જના કરતો એ શાન્ત પડી ગયો વંટોળિયાની જેમ ઘૂમતો એ નમ્ર બની ગયો. એને જાણે કોઈએ વગર સાંકળે બાંધી લીધો. ત્યાં તો

મુનિની મીઠી મધુરી વાણી આવી

'મરુભૂતિ! પશુતા છોડી દે! પારકાનો જીવ લેનાર આ પરાક્રમથી સર્યું! પોતાનો જીવ અર્પણ કરી શકાય તેવું પરાક્રમ કર!'

કેટલીક ભાષા એવી હોય છે, કે એને સીધી અંતર સાથે ઓળખાણ થાય છે મરુભૂતિ જાણે એ ઉપદેશને સમજ્યો મુનિના ચરણોમાં નમી પડયો

મુનિરાજે અંતરનાં બારણાં ઉઘાડી નાખે એવી અનેક વાતો કરી એ વાતો સમજતો હોય તેમ પૂરી શાંતિથી સાભળીને હાથી વનમાં ચાલ્યો ગયો પણ હવે જાણે એ પહેલાનો પ્રચંડ પરાક્રમી મરુભૂતિ જ નથી! એની દયા, એની માયા, એનો વ્યવહાર, એની વર્તણૂક, એનો વિવેક, એના વિચાર માણસ જાતને પણ માર્ગદર્શક બને તેવા બની ગયા શાન્તિ તો જાણે એની જ! ખાવાપીવાની તો જાણે સ્પૃહા જ નથી! ગુસ્સાનું તો નામ નહિ! પગ નીચેની કીડીને પણ જાળવતો એ ચાલે છે અનેક માણસો એને જોઈ વ્રતધારી બન્યા, ધર્મ પર શ્રદ્ધા ધરાવનાર થયા

મરુભૂતની બધી ચર્યા જોઇ સહુએ કહ્યું કે ભલે એ જાનવરના ખોળિયામાં રહ્યો, પણ આત્મિક રીતે તો એ બાર વ્રતધારી શ્રાવક જેવો બન્યો છે

એક દિવસની વાત છે વનમાં ભારે કોલાહલ મચી ગયો થોડા વખતથી કૂકડાનાં જેવા મોં વાળા એક ઝેરી સાપે વનમાં દેખા દીધો હતો એને કૂકડાના જેવી પાંખો હતી ને તીણા ઝેર ભરેલા નખ હતા એટલે જમીન પરથી ઊડીને એકાએક કોઇના પણ મસ્તક પર એ ડંખ મારતો. આખું વન ત્રાહિતોબા પોકારવા લાગ્યું પહેલાં તો સાપને હણવા સહુએ કોશિશ કરી, પણ ઊલટા હણવા જનારા જીવના ગયા

હવે તો બધાએ નાસભાગ શરૂ કરી કોઇથી નહિ ડરનારા સિંહ—વાઘ ડરીને ડગલું દેવા લાગ્યા પરાક્રમના પહાડ જેવા હાથીઓ પણ વન છોડી સ્થલાંતર કરવા લાગ્યા આ સંસારમાં જીવવાની માયા કોને નથી ? સહુએ જીવ બચાવવાં નાસભાગ કરવા માંડી પણ એક મરુભૂતિ હાથી શાન્ત છે જાણે એને જીવતરની માયા નથી એમ એ નફકરો બની ફરી રહ્યો છે

જે મુનિની શાન્તિ જોઈને એ શાન્ત બન્યો હતો, એવી શાન્તિ એણે અપનાવી છે એ ભયને અભયથી જીતવા તૈયાર થયો છે બધા હાથીઓ એની આંખ સામે વન છોડીને ચાલ્યા ગયા, પણ એ તો એ જ ભાવથી વિચરે છે વરુણા હાથણી પણ એના પગલાને અનુસરે છે!

પેલો કુક્કુટ–સર્પ સહુને સતાવે છે, પણ મરુભૂતિથી આઘો રહે છે. દુનિયાનો કાયદો છે, કે જે બીજાએ એને સહુ બીવરાવે સાપ પોતાની વિષભરી લીલી આંખોથી રોજ રાફડામા પડયો પડયો મરુભૂતિ હાથીને જોયા કરે! વિચારે કે મોટા મા'તમા બન્યો છે, પણ ઝપાટામાં આવે ત્યારે વાત છે!

ઉનાળાના દિવસો આવ્યા છે. સૂરજ સોળે કળાએ તપે છે મરુભુતિ હાથી પાણી પીવા સરોવરને કાઠે આવ્યો છે સરોવરમાં જવાનો માર્ગ શેવાળથી ભરેલો હતો, એટલે મરુભૂતિ બીજે રસ્તે ચાલ્યો પણ ઊલટો કાદવમાં ફસાઈ ગયો એણે બહાર નીકળવા જેટલી મહેનત કરી, એટલો એ ઊડે ઊતરતો ગયો



પાપીઆ સાપે મરુભૂતિને ઊઠીને ડખ દીધા.

પેલા પાપીઓ સાપ તો રાહ જોઈને જ બેઠો હતો એણે વખત પારખ્યો ને ઊડીને એના ગ ડસ્થળ પર જોરથી ડ ખ દીધો એક વાર દીધો, બીજી વાર ડ ખ દીધો જોતજોતામાં ઝેર વ્યાપી ગયુ આખુ શરીર લીલુ કાચ બની ગયુ. પણ મરુભૂતિ હાથીની આખોમાં એ જ અભય, એ જ પ્રેમ ભર્યો છે!

એ વિચારે છે, કે આ મહાભયકર સર્પ તો મારો મિત્ર બન્યો ન જાણે આ કાદવમાં પડયા પડયા મારે કેટલાં કષ્ટ વેઠવા પડત અરે, ન જાણે કેવા કેવા દુ ખ વેઠીને મારો જીન જાત! આણે તો મને તરત જ છૂટો કર્યો! મિત્ર હજો તો આવા હજો!

આવી ઊ ચી ભાવના ભાવતો મરુભૂતિ હાથી ત્યાં જ મૃત્યુ પામ્યો વરુણા હાથણી પણ ત્યાં આવીને ખાવું–પીતુ તજીને શાન્તિથી મૃત્યુને વરી!

આવી ભાવના હોય તો કોનો બેડો પાર ન થાય?

દસમે ભવે આ હાથીનો જીવ ભગવાન પાર્શ્વનાથ નામે તીર્થંકર થયો

રત્નપુરના જંગલમાં એક વિકરાળ સિંહ વસતો હતો એની બીકથી ગામનાં ગામ ઉજ્જડ થઈ ગયાં હતાં, રસ્તાઓ વેરાન થઈ ગયા હતા, ખેતરો ખેડ વિનાનાં ખાલી પડ્યા હતાં અને નવાણ સૂનાં પડયાં હતાં લોકો તો એવા કે જેને પોતે પહોંચી ન શકે એને દેવનુ બિરુદ આપી દે સહુ સિંહને દેવતાઈ પ્રાણી માનતા, કારણ કે પવનની જેમ એ આવતો ને વંટોળિયાની જેમ સત્યાનાશ કરી ચાલ્યો જતો કેટલાય શૂરવીર પુરુષો એને મારવા જંગલમાં ગયા—પણ ગયા એ ગયા કોઇ પાછુ ન આવ્યું એના પરાક્રમ પાસે સહુ પાછા પડયા. મરેલાં માણસોનાં હાડપિંજરોથી વનભૂમિના સીમાડા સફેદ થઈ ગયા

લોકોમાં કહેવત ચાલી કે વસ્તીનો પરાક્રમી રાજા જેમ અશ્વગ્રીવ છે, એમ જંગલનો રાજા આ વિકરાળ સિંહ છે.

આ અશ્વગ્રીવ રાજાને અનેક ખંડિયા રાજા હતા. એવા એક રાજાનુ નામ ... એને મૃગાવતી નામે રાણી હતી, અને ત્રિપૃષ્ઠ નામે પુત્ર હતો આ પુત્ર

ળપણથી જ ભારે પરાક્રમી દેખાતો એ સરખેસરખા મિત્રોને લઇ વનજગલોમાં
ભ્યા કરતો ભય જેવી ચીજને એ પિછાણતો જ નહિ.

એક વાર રાજા અશ્વગ્રીવે પોતાના ખડિયા રાજા પ્રજાપતિને કહેવરાવ્યુ કે, સિહની ચોકીનો વારો તમારો છે બરાબર ખબરદારીથી ચોકી રાખજો!

સિહની ચોકી એટલે યમરાજની દાઢમાં જવાનુ નસીબદાર જ ત્યાથી હેમખેમ પાછા ફરે રાજા પ્રજાપતિએ સહુની રજા લેવા માંડી ત્યાં તો પેલા કુમાર ત્રિપૃષ્ઠે કહ્યુ 'પિતાજી, એવા જગલના કૂતરાને મારવા માટે તમારે જવાની જરૂર નથી'

'વત્સ, એ સિહ સામાન્ય સિહના જેવો નથી, દેવતાઈ પ્રાણી છે એક જણે તો એટલે સુધી કહ્યુ છે કે જે આ સિહને જીતશે, એ રાજા અશ્વગ્રીવને જીતી જ ભૂખડનો રાજા બનશે'

'તો એ સિહને હુ જરૂર જીતીશ' કુમારે કહ્યુ

'પુત્ર, છોકરાંથી છાશ ન પિવાય આ વાત કાંઇ સહેલી થોડી છે? ઠીક

ત્યારે સહુને મારા જીવ્યા–મૂઆના જુહાર છે'

'પિતાજી, હુ બાળક અવશ્ય છુ, પણ સિંહનુ બાળક છુ સિંહ–બાળ ગમે તેવાથી પણ ન ડરે ડરે તો એની માનુ ધાવણ લાજે, એના પિતાની કેળવણી લાજે, એના કુળની કીર્તિ લાજે મને આશીર્વાદ આપો હુ અને મારા મિત્રો એ વનકેસરી સાથે બાથ ભિડવા થનગની રહ્યા છીએ'

ત્રિપૃષ્ઠકુમારે તો ભારે હઠ પકડી પિતા પણ ક્ષત્રિય હતો, ને ક્ષત્રિય–પુત્ર તો આવા જ સાહસી હોય, તેમ માનતો હતો છતાં સંતાનનો મોહ કોને નથી હોતો ?

પણ આખરે ત્રિપૃષ્ઠની વાત રાખવી પડી. એ પોતાના સરખેસરખા મિત્રો સાથે જંગલમાં સિંહની ભાળ મેળવવા ચાલ્યો એ નીડર કુમારસેનાને ભયંકર શત્રુ સામે લડવા જતી જોઈ ગામવાસીઓની આંખો અશ્રુજલથી છલકાઈ ગઈ સહુએ કહ્યું કે દીકરા દેજો તો આવા નમાલા દીકરા કરતાં તો નદીકરા શા ખોટા' ઘર, દેશ ને દિલમાં દીવો કરે એનુ નામ દીકરા !

સિંહ તો વન-જ મસ્ત ગજાવતો ફર્યા કરતો હતો એણે ભલભલા ભડવીરોને ભરી પીધા હતા દુનિયામાં કોઈનો ભો એને રહ્યો નહોતો એનાં પગલાં જ્યાં પડે એ દિશા ભણી કોઈ સંચરે પણ નહિ. પછી એની રહેવાની બોડ પાસે તો કોણ આવે!

આમ બેફિકર થઈને ફરતા આ ભયંકર સિંહની બોડ પાસે જ પેલી કુમાર-સેનાએ પડાવ નાખ્યો સિંહ તાજો જ શિકાર ચરીને આવ્યો હતો ઉનાળાનો ખરો બપોર, જંગલની ઝાડીમાંથી ઠંડી હવાની લહરખીઓ આવે, એટલે અડધો જાગતો ને અડધો ઊંઘતો એ પડ્યો હતો કોની મજાલ છે કે, એના આરામમાં ખલેલ પાડી શકે? ક્યાર [illegible] નજરે પડતાં હતાં

કુમાર ત્રિપૃષ્ઠે પોતાની સેનાને કહ્યું 'ભાઈઓ, સિંહ એકલો છે, માટે મારે એકલાએ જ એની સાથે લડવું જોઈએ વળી એની પાસે કઈ હથિયાર-[illegible] થોડાં છે? એટલે આપણને પણ હથિયાર રાખવાં ન ઘટે વળી એ બિચારો [illegible], તો આપણે પણ પગપાળા જવું ઘટે.' આમ કહી કેડે બાંધેલા

હથિયાર ને ખભે લટકાવેલો ધનુષ્ય–બાણ ઉતારીને અળગાં મૂક્યાં, ને બાહ્ય ચઢાવી ત્રિપૃષ્ઠકુમાર આગળ વધ્યો

જંગલનો બાદશાહ બેફિકર થઈને પડ્યો હતો એણે આંખ ઉઘાડીને જોયું, તો સામેથી, મોંમાંથી માનું દૂધ પણ સુકાયું ન હોય એવો એક છોકરો ચાલ્યો આવતો હતો પડ્યા પડ્યા એણે ઘૂઘવાટો કર્યો ને બીક બતાવવા આગળનો પંજો જરા ઊંચો કરી હેઠે મૂક્યો. એણે ધાર્યું કે છોકરું છે, તે ડરીને જશે ભાગ્યું !

ઘૂઘવાટો એવો ભયંકર હતો, કે ભલભલાના છક્કા છૂટી જાય પણ ત્રિપૃષ્ઠકુમાર તો એકદમ આગળ ધસ્યો એ તો બીકનું નામ જાણતો નહોતો એણે સિંહના પંજા પર પોતાનો પગ મૂક્યો, અને એની મૂછ ખેંચીને યુદ્ધ કરવા પડકાર આપ્યો

પણ સિંહ ઊભો ન થયો આવા મહા બળવાન સિંહને જાણે ઊભા થઈને છોકરા સાથે લડતાં શરમ આવતી હતી એણે સૂતાં સૂતાં પંજો ફટકાર્યો, ને ભયંકર મોં ફાડ્યું એક પળ જાય ને કુમાર ત્રિપૃષ્ઠ એ ભયંકર જડબામાં કોળિયો બની જાય

પણ ત્રિપૃષ્ઠ કોનુ નામ!

એણે કૂદીને સિંહના પંજા પર ફરી પગ દાબ્યો ને એના ફાટેલા મોંનાં બે જડબાં બે હાથે પહોળાં પકડી રાખ્યાં સિંહ મૂંઝાયો એને લાગ્યુ કે પોતાનો કાળ આ છોકરાના રૂપમા આવ્યો છે એ પાછલા પગે ઊભો થવા ગયો, પણ આગળના પગ પર જાણે બે હાથીનુ વજન પડ્યુ હતુ

એણે ભયંકર કિકિયારી કરી પૂંછડાનો ઝંડો પછાડયો, પણ બીનાર તો બીજા! અહી તો બીક જ પોતે બી ગઈ હોય ત્યાં શુ થાય? કુમાર ત્રિપૃષ્ઠે બે જડબાં બે હાથે જોરથી પકડીને એવાં ખેંચ્યાં, કે જૂના કપડાના લીરા થઈ જાય એમ, સિંહ આખે આખો ચિરાઈ ગયો

ગમે એવા અભિમાનીના ગર્વનો પણ ચૂરો થઈ જાય છે, ગમે તેવા પાપીને પણ કદીક તો પશ્ચાત્તાપ કરવાનો વખત આવે છે સિંહને પોતાનુ આવુ મોત થયેલુ જોઈને વારવાર અફસોસ થવા લાગ્યો આ કારણે એનો પ્રાણ દેહમાં તરફડિયા મારવા

લાગ્યો કેમે કર્યો એનો પ્રાણ ન છૂટે !

આ વખતે ત્રિપૃષ્ઠના સારથિએ સિંહને કહ્યું 'હે મહાબળવાન જીવ ! નકામો કોઈ વાતનો શોચ કરીશ નહિ મોત તો સહુને વહેલું મોડું આવવાનું છે જ વળી આવું મર્દાનગીનું મોત પણ ક્યાંથી ? વળી તું એ વાતનો પણ શોક કરીશ નહિ કે તારા જેવાનું મોત એક બાળકના હાથે થયું આ કુમાર કોઈ સામાન્ય બાળક નથી તું જેમ જાનવરોમાં શ્રેષ્ઠ છે, એમ એ માણસોમાં શિરોમણિ છે અને વળી, નાહાનના હાથે જીવવા કરતા મર્દના હાથે મોત વધુ પસંદ કરવા જેવું છે શોક તજી દે, શાન્ત થા ને તારા આત્માની ગતિ કર !'

આ સાભળી સિંહ શાન્ત થયો ને મૃત્યુ પામ્યો. ત્રિપૃષ્ઠની કુમારસેના પોતાના પરાક્રમી નેતાનો વિજયડંકો વગાડતી પાછી ફરી એ જ કુમારે પેલા સિંહ જેવા અભિમાની રાજા અશ્વગ્રીવને હરાવ્યો, ને પૃથ્વીને સુખી કરી.

શાસ્ત્રો કહે છે કે, આ ત્રિપૃષ્ઠકુમાર જ પોતાની વીરતાથી આગળ વધતો નવમા ભવે ભગવાન મહાવીર તરીકે જન્મ્યો.

સાચુ જ કહ્યુ છે કે કમ્મે શૂરા સો ધમ્મે શૂરા



આ પુસ્તકના અનુસધાનમા પ્રગટ થનાર
જૈન ધર્મની પ્રાણીકથાઓ : બા રજો

તે પછી

જૈન ધર્મની નીતિકથાઓ
જૈન ધર્મની દૃષ્ટાંતકથાઓ

લાગ્યો કેમે કર્યો એનો પ્રાણ ન છૂટે!

આ વખતે ત્રિપૃષ્ઠના સારથિએ સિંહને કહ્યું 'હે મહાબળવાન જીવ! નકામો કોઈ વાતનો શોચ કરીશ નહિ મોત તો સહુને વહેલું મોડું આવવાનું છે જ વળી આવું મર્દાનગીનું મોત પણ ક્યાંથી? વળી તું એ વાતનો પણ શોક કરીશ નહિ કે તારા જેવાનું મોત એક બાળકના હાથે થયું આ કુમાર કોઈ સામાન્ય બાળક નથી તું જેમ જાનવરોમાં શ્રેષ્ઠ છે, એમ એ માણસોમાં શિરોમણિ છે અને વળી, નાદાનના હાથે જીવવા કરતાં મર્દના હાથે મોત વધુ પસંદ કરવા જેવું છે શોક તજી દે, શાન્ત થા ને તારા આત્માની ગતિ કર!'

આ સાંભળી સિંહ શાન્ત થયો ને મૃત્યુ પામ્યો. ત્રિપૃષ્ઠની કુમારસેના પોતાના પરાક્રમી નેતાનો વિજયડંકો વગાડતી પાછી ફરી એ જ કુમારે પેલા સિંહ જેવા અભિમાની રાજા અશ્વગ્રીવને હરાવ્યો, ને પૃથ્વીને સુખી કરી

શાસ્ત્રો કહે છે કે, આ ત્રિપૃષ્ઠકુમાર જ પોતાની વીરતાથી આગળ વધતો નવમા ભવે ભગવાન મહાવીર તરીકે જન્મ્યો

સાચુ જ કહ્યુ છે કે કમ્મે શૂરા સો ધમ્મે શૂરા



## પારિભાષિક શબ્દોના અર્થ

| | |
|---|---|
| સમકિતધારી | શ્રદ્ધાવાન |
| પ્રતિબોધવો | ઉપદેશ આપવો |
| સમોસર્યા | ઉપદેશ માટે આવીને ઊતર્યા |
| તીર્થંકર | ધર્મપ્રવર્તક ભગવાન |
| ગણધર | સાધુ સમૂહના વડા સાધુ |
| શ્રાવક | જૈન ગૃહસ્થ |
| શ્રાવિકા | જૈન સ્ત્રી |
| દીક્ષા | સન્યાસ |
| અનુમોદન | સહાનુભૂતિમાં આનંદ માણનાર |
| ચતુર્માસ | ચોમાસાના ચાર મહિના |

